

# श्रीमद् भगवद्गीता

## ગુજરાતી સરલાર્થ સહિત

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशक : भिक्षु–अखंडानंद

અમદાવાદ અને મુંબઇ–૨

આવૃત્તિ ૧૪ મી, પૃષ્ઠ ૪૮૦, પ્રત ૫૦૦૦૦,

મૂલ્ય રૂપિયો ૦।, પાકું પૂંઠું ૦।–

# जयसच्चिदानंद

જે જે સજ્જનોને
આ ગ્રંથમાંનું જ્ઞાન આચરવામાં
કાંઈ પણ પ્રીતિ પ્રકટી હોય;
જેઓ નિત્યપ્રતિ જ્ઞાન-
પ્રકાશ વડે મોહરૂપી
અંધકારને હાંકી કાઢ-
વા મથતા હોય;
તે તે સાધક
બંધુઓને
વંદનપૂર્વક
जयसच्चिदानंद




यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

# समर्पण

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटीयुगधारिणे नमः ॥

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात्
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥

# સમર્પણનો ભાવાર્થ

હજારો રૂપવાળા; હજારો ચરણ, આંખો, મસ્તકો સાથળો અને બાહુઓવાળા; હજારો નામવાળા; સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા અને સદાય શાશ્વત એવા આપ અનાદિ–અનંત પરમ પુરુષને નમસ્કાર હો.

જો નીલપર્વત જેટલું કાજળ હોય; મહાસાગર જેવડો ખડિયો હોય; કલ્પવૃક્ષના ડાળની કલમ હોય; પૃથ્વી જેવડો કાગળ હોય અને એ બધું લઇને તેના વડે સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તોપણ હે નાથ! આપના દિવ્ય ગુણોનો પાર આવે નહિ.

હે દેવોના દેવ! મારે માતા પણ આપ છો અને પિતા પણ આપ છો; બંધુ પણ આપ છો અને મિત્ર પણ આપ છો; વિદ્યા પણ આપ છો અને દ્રવ્ય પણ આપ છો; ટૂંકમાં હે સર્વેશ્વર! મારું તો સર્વ કાંઇ એક આપજ છો.

માટે કાયાવડે, વાણીવડે, મનવડે, ઇંદ્રિયોવડે, બુદ્ધિવડે, ચિત્તવડે, અહંકારવડે અથવા પ્રકૃતિના સ્વભાવ વડે જે જે કંઇ કરું છું તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરું છું.

# प्रकाशकनुं निवेदन



શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની નાની સાઇઝની ૧૨ મી આવૃત્તિની ચાળીસ હજાર પ્રત ખલાસ થતાં મોટા અક્ષરની ૧૩ મી આવૃત્તિની ૫૫૦૦) પ્રતો છપાઇ છે અને આ મધ્યમ અક્ષરની પચાસ હજાર પ્રતો પ્રસિદ્ધ થાય છે.

આ અનુવાદ વધુ સરળ, સ્પષ્ટ, ભાવવાહી અને મૂળને વળગી રહી તૈયાર થાય એ માટે છેલ્લાં બે વર્ષથી તેની પાછળ યથાશક્ય યત્ન લેવાયો હતો; વળી તે મોટા અક્ષરની ૧૩ મી આવૃત્તિમાં છપાયા પછી એમાં કોઇ સ્થળે ભૂલો જણાયેલી તે સુધારી લેવાઇ છે. આમ છતાં સર્વજ્ઞ અને નિર્દોષ તો એક માત્ર પરમાત્માજ હોઇ કોઈ પણ સજ્જનને એમાં ભૂલચૂક જણાય તો તે સુધારી મોકલવા કૃપા કરે; જેથી તે યોગ્ય લાગશે તો નવી આવૃત્તિમાં સુધારી લેવાશે.

આ આવૃત્તિ, એક પાનમાં શ્લોકો તથા સામેના પાનમાં તેનું ભાષાંતર એમ નવી ઢબથી છપાઇ છે; અને પ્રથમના ત્રણ અધ્યાયો છપાઇ ગયા પછીના શ્લોકાંક ભાષાંતરની છેવટે ન આપતાં શરૂમાં અપાયા છે. એ ઉપરાંત જ્યાં જ્યાં જગ્યા કોરી રહેતી હતી ત્યાં ત્યાં

શ્રીરામકૃષ્ણ પરમહંસ, શ્રીરામદાસ તથા સંત તુકારામનાં બોધવચનો મુકાયાં છે. આ રીતે આ આવૃત્તિ બને તેટલી વધુ ઉપયોગી નીવડે એ માટે યથાશક્ય પ્રયત્ન થયો છે.

મોટા અક્ષરની આઠમી તથા તેરમી આવૃત્તિમાં અપાયેલું ગીતામાહાત્મ્યના અનુસંધાનરૂપ ૪૪ શ્લોક-વાળું પ્રકરણ, ભગવાન શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંબો-ધનોના સાદા અર્થ ઇત્યાદિ લેવાયા છેજ તે ઉપરાંત શરૂનાં પૃષ્ઠોમાં પરમહંસ શ્રીરામકૃષ્ણના જીવનના કેટલાક પ્રસંગો નવેસરથી ઉમેરાયા છે; તેમજ છેવટના ભાગમાં ૧૨ મી આવૃત્તિથી અપાતા આવેલા કેટલાક ઉપયો-ગી લેખો છપાયા છે.

અગાઉની આવૃત્તિ ૩ા''×૫'' ના કદમાં છપાઈ હતી અને આ ૩ા''×૫ા'' ના કદમાં છપાઇ છે; તો પણ પૃષ્ઠ સંખ્યા ૬૪ વધી છે. તે ઉપરાંત ઉપર જણાવ્યા પ્રમાણે વધેલા કદના હિસાબે શુમારે ૪૦ પાન ઉમેરતાં કુલ શુમારે ૧૦૪ પાન વધી જાય છે; એટલે મૂલ્ય પાકા પૂંઠા-ના રૂા. ૦ા૮ અને બોર્ડપટ્ટીના રૂા. ૦ા રાખ્યું છે.

આ પછી પૃષ્ઠ ૫૯ ઉપર છપાયલા શુદ્ધિપત્ર મુજબ સુધારી લેવા વિનતિ છે. **हरिः ॐ तत् सत्**

શ્રાવણ સુદ ૧૫, સંવત ૧૯૯૫ }

—ભિક્ષુ અખંડાનંદ

# આગલી આવૃત્તિનું નિવેદન

કેવું ગરવું ગીતાજ્ઞાન, જેના ગાયક શ્રીભગવાન;
સીધે પંથ સુણાવે શ્રેય, વ્યવહારે પણ મોક્ષજ ધ્યેય.
તે ભૂલી ભારતસંતાન, ભૂલ્યાં ભવ્ય ધર્મનું ભાન;
ધર્મ કર્મથી થઇને ભ્રષ્ટ સર્વ પ્રકારે પામે કષ્ટ.
તેહતણી સેવાને કાજ, સુલભ કરવા ગ્રંથસમાજ;
સુજનોના પુણ્યે સૌ થાય, કર્તા ધર્તા શ્રીહરિરાય.

આ આવૃત્તિ સરલાર્થ અને મૂળ શ્લોકો સાથે છપાઈ છે. સુયોગ્ય જનોને એ યત્ન કાંઇ પણ સફળ થયેલો જણાય તો તેનો યશ તે પરમ પ્રેરક સર્વેશ્વરને ઘટે છે અને ઓછપ દેખાય ત્યાં ત્યાં આ સેવકની અયોગ્યતા સમજવાની છે. આમાં ભૂલદોષ આદિ જણાય તે તે સજ્જનો સુધારી મોકલવા કૃપા કરે.

આગલી સં. ૧૯૭૦ વાળી પાંચમી આવૃત્તિથી અત્યાર સુધી નિવેદનરૂપે જે વિચારો સંયોગાનુસાર થોડા ફેરફાર સાથે અપાતા આવ્યા છે તે આ નીચે, પણ સહેજ ફેરફાર સાથે આપ્યા છે.

બાઇબલ સોસાયટી અને ખ્રિસ્તી મિશનોદ્વારા ભારત-વાસીઓને ખ્રિસ્તીઓ બનાવવા વગેરે માટે દર વર્ષે જે

કરોડોનાં ફંડ ક્રિશ્ચિયન ધનિકો વહેવરાવતા આવ્યા છે; એવા બુદ્ધિમાન દાતા અને પરોપકારી કાર્યકર્તાઓ આ દેશમાંથી નીકળી આવે ને અગ્રેસરો, ધનિકો, ધર્મગુરુઓ વગેરે એવી અનેકવિધ ઉપકારક બાબતો સમજે તથા પાળે ત્યારની વાત ત્યારે.

ગીતા આદિ અસામાન્ય ગ્રંથોની તથા મહાન પૂર્વજોની જયંતીઓ સ્થળે સ્થળે જગાવીને સૂતેલા સુસંસ્કારોને જગાડનારા; યોગમય પુરુષાર્થ જીવનકથનવડે પ્રતાપી પ્રવાહ ફૂંકનારા; અનેકાનેક અનાથ બાળકોને, દીન વિધવાઓને તથા વગર સમજ્યે–દેખાદેખી એદીપણાને લીધે–વિના સંયમે અને વિના અધિકારે ત્યાગીનો વેશ લેનારા વગેરેને દેશની દુર્દશા વધારતા રોકી એવાઓમાંથી (ખ્રિસ્તીઓની પેઠે) પોતાના દેશ અને ધર્મને માટે થોકબંધ સાચા બ્રહ્મચારીઓ, પંડિતો, કથાકારો, ઉપદેશકો, દેશભક્તો, લેખકો, શિક્ષકો, પ્રચારકો, વૈદ્યો, વીરાત્માઓ, સ્વયંસેવકો અને સૈનિકો વગેરે પ્રકટાવનારા; તથા એવી બાબતો પાછળ સર્વભાવે એકનિષ્ઠ અને સમર્પિત થઇ જઇ બહુ બાબતોના બખેડામાં બનવાના લોભથી બચી જાણનારા સાચા કર્મવીર અને ધર્મવીર ભારતવર્ષમાં ક્યાં અને કેટલા? એકાદ પાંદડાજોગી વાતને અને વિદેશી–વિધર્મીઓનેજ સર્વ દુઃખ-

ની જડ સમજી લઇ ભ્રમ્યા-ભ્રમાવ્યા કરનારા બડેખાં-ઓ ભલે તાળીઓ ને થેલીઓ મેળવ્યા કરે; અને ભલે ધનિકોનાં છોકરાંને સરકારનું કે એવું તેવું શિક્ષણ આપ્યા કરી દેશનું ઘર ઘાલવા છતાં તેમાં દેશસેવા માન્યા-મનાવ્યા કરે ! આવી અવળી રીતે પણ જ્યાં સહેલાઇથી યશ અને પૈસા મેળવી શકાતા હોય ત્યાં પછી ઊંડા તલસ્પર્શી વિચાર તથા નિશ્ચય કરીને માત્ર અમુક કે તમુક બાબતમાંજ એકનિષ્ઠ બની ઊંડા ઊતરવા જેટલી પાયાભૂત ગરજફરજ અને ગતિમતિ જાગવી, એ તો કોઇ દિવ્યાત્મા માટેજ હોઇ શકે. બીજાઓને લેવાદેવાજ શી હોય ! પછી ભલેને પરધર્મીઓના વિઘાતક, વિશાળ અને ગુપચુપ હુમલા ગમે તેટલા ચાલ્યા કરે ! ભલેને લાખો વિધવાઓના આંતરિક આર્તનાદ હિંદુજાતિને રસાતળમાં પહોંચાડી દે ! ભલેને બધાય અંત્યજો તથા કાળી પરજને વિધર્મીઓ અપનાવી લે ! ભલેને ધર્મને નામે ગમે તેટલાં ધતિંગો, યુક્તિઓ અને દુરાચારો ચાલ્યા કરે ! ભલેને બધાય હિંદુઓ આર્ય પ્રજા મટી જઇ કુરકુરિયાંની પ્રજા બની જાય કે સાવ ઊખડી જાય ! એવું તેવું જાણવા વિચારવાનીજ કોને પડી છે ? યુવકો કે બીજા કોઇ એવું તેવું કાંઇ કરે કરવે તેમને ઉત્સાહ આપવા જેટલી પણ જ્યાં અક્કલ કે

લાગણી હોય નહિ ત્યાં સહાયની તો વાતજ કેવી?

ધનિકવર્ગ પણ જ્યાંસુધી આવી તેવી દેશકાળને અનુસરતી અનેક બાબતો નહિ સમજતાં માત્ર ગાડરિયા પ્રવાહે—અર્થાત્ દાનપુણ્યના ચાલ્યા આવતા પ્રકારે કે જેમાંના ઘણા પ્રકાર તો અત્યારે ચોખ્ખા નુકસાનકારક છે તેજ રસ્તે તણાયા કરશે; જ્યાંસુધી સરકાર માબાપ રાજી થઈ એકાદ ઇલકાબનું પૂછડું વળગાડી દે, એવાંજ કામો કરવા જેટલી અક્કલ રહેશે; જ્યાંસુધી ધર્મગુરુઓ પોતાની રાજસ–તામસ વૃત્તિઓને પોષવા માટે શિષ્યવર્ગના તન, મન, ધનને પોતાનાજ ચરણમાં સમર્પાવ્યા કરશે; જ્યાંસુધી તેઓ પોતેજ ખરી નિષ્કામતા અને સાદાઇ ધારણ કરીને સાત્ત્વિક દાનના દેશકાળને અનુસરતા પ્રકારો પોતાના કથન ઉપરાંત આચરણથી પણ ઉપદેશવાની અક્કલ આવવા દેશે નહિ; જ્યાંસુધી એ સ્વાર્થસાધુ ગુરુ બાપલિયાઓના બાહ્ય ઠાઠ અને વાણીચાતુર્યથી અંજાયલા રહીને **वृथा वृष्टिः समुद्रेषु** કર્યા કરનારા અંધશ્રદ્ધાળુ શિષ્યો એમની સ્વાર્થલોલુપતા સમજી જઇ તેમને સુધરાવાના તરંગ જવા દઇને હાંકી કાઢશે નહિ; જ્યાંસુધી અગ્રેસરો દેશની અનેકવિધ દુર્દશાને માટે બીજાઓનેજ દોષ આપ્યા કરશે; અને ખુદ પોતામાં, ઘરમાં, જ્ઞાતિમાં, સમાજમાં

અને ધર્મને નામે વ્યાપી રહેલા અવળા આ વિચારોને, વિઘાતક શાળાશિક્ષણો તથા ધર્મને નામે ચાલતાં ધતિંગો અને અયોગ્ય રૂઢિ-રિવાજોને ખરા કારણરૂપે સમજી શકશે નહિ અને એવી તેવી બાબતોને ટાળવા-સુધારવાના પ્રબળ પ્રયત્ન કરવા માંડશે નહિ; જ્યાંસુધી તાત્કાલિક કીર્તિ વિનાનું અને અધિક શ્રમસાધ્ય એવું સ્વાર્પણનું અમોઘ સત્ત્વ ધરાવનારા એવા અનેકબુદ્ધિમાન સાધકો, પુરુષાર્થી સ્વયંસેવકો, ભામાશાહ જેવા ધનવાનો, ધુરંધર ધર્મગુરુઓ, કુશળ કથાકારો અને ઊંડી ધગશવાળા અગ્રેસરો વગેરે નીકળી આવશે નહિ; જ્યાંસુધી કર્મયોગના, દાન-દયાના, તત્ત્વજ્ઞાનના, અનાસક્તિના, અનન્ય ભક્તિના, સમભાવના, સત્યાગ્રહના, દેશાભિમાનના, નીડરતાના, વિદ્વત્તાના, દુરાચાર વિરોધના, સત્યોપદેશના, સાદા જીવનના, સર્વાર્પણના અને સહનશીલતા વગેરે દૈવી સંપત્તિના શતાવધિ વીરાત્માઓ ભારતની ઝૂંપડીઓમાંથી બહાર આવીને સમરાંગણમાં ઝુકાવશે નહિ અને દેશના ખૂણેખૂણાને એ તલસ્પર્શી સંપત્તિના પ્રખર પ્રકાશથી ભરી કાઢશે નહિ, ત્યાંસુધી દેશમાં ઊંડી જડ ઘાલી બેઠેલો અજ્ઞાન અને કુચારિત્ર-રૂપ અંધકાર તો તેનાં બાળબચ્ચાંરૂપ દુઃખ, દારિદ્ય અને દુર્ગુણો સાથે દૂર થવો તથા તેનાં ફળ ભોગવાવ-

નારાં અનેકવિધ બાહ્યનિમિત્તો ટળી જવાં એ બહુ મુશ્કેલજ છે.

યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થનારા નવયુવકોને પદવીની સાથે ક્રિશ્ચિયનો તરફથી બક્ષિસ અપાતી બાયબલની ભપકાદાર ચોપડીઓ મળેલી કોણે નહિ જોઇ કે જાણી હોય? છતાં પણ અફસોસ છે ઓ ધર્મપ્રેમી હિંદુ–આર્ય સંતાનો! કે તમારા ગીતા અને રામાયણાદિ મહાન ધર્મગ્રંથો વિષે એવા તેવા કોઈ વિચાર તમને કેમ નથી આવતા? એકાદ મૂર્ખ પણ સમજી શકે એવી અને પરોપકારના પુણ્ય સાથે પુષ્કળ કીર્તિ અપાવે એવી સાદી સીધી બાબતો પણ સમજવા અને સાધવા જેટલાં તમારાં હૃદયકપાટ હજી નથી ખૂલી શકતાં? શું હજી પણ તે બંધજ રહેશે?

બંધુઓ! હવે તો લોકોની ખરી સ્થિતિને બંધબેસતા પરોપકારના સન્માર્ગોએ તમારે વળવું ઘટે છે. તમારા, તમારી સંતતિના અને સૌના સાચા હિત માટે પ્રભુ તમને એવી સદ્‌બુદ્ધિ આપો.

મહાન અવતારો, આચાર્યો અને ઋષિમુનિઓથી ઊતરી આવેલા સનાતન આર્ય ધર્મના સારભૂત સિદ્ધાંતો, સ્વધર્મકર્મો અને ઊંડા રહસ્યો સમજાવીને વ્યવહાર તથા પરમાર્થને રૂડે પ્રકારે સાધવાનો સુંદર માર્ગ

દર્શાવનારા–સાચો ધર્મ શીખવનારા જે ગીતા–રામાયણાદિ મહાન ધર્મગ્રંથો, તેને નિત્યપાઠ માટે ગ્રહણ કરીને તથા અન્યોને દાન–ભેટ આપીને સમજુ હિંદુ આર્ય સજ્જનો પોતાનો હાથ પવિત્ર કરે; પાઠ કરીને વાણી પવિત્ર કરે; ઉદ્દેશ અને રહસ્ય સમજી લઇ હૃદય પવિત્ર કરે; તથા તેના પરિપાલનરૂપે કર્મયોગ (નિષ્કામ પરોપકાર) તથા આંતરિક સાધના સાધીને સુકીર્તિ સાથે–શાશ્વત સ્વરાજ્યસિદ્ધિ (અર્થાત્ સચ્ચિદાનંદઘનરૂપ પરમ પદ) પણ પ્રાપ્ત કરી લે એવી ભિક્ષા–યાચનાપૂર્વક ૐ તત્સત્ શ્રાવણ માસ–સં. ૧૯૯૨

જાણે તેટલું પળાય નહિ ને પરોપદેશે પાંડિત્ય
જેવું લખે, તેથી ગાળોના દાવાનો
ખરાબ ભિક્ષુ–અખંડાનંદ

# गीतामां संबोधायलां नामोना अर्थ

## श्रीकृष्ण भगवानना नामोना अर्थ

**अनंतरूपः**=જેનાં અનંત રૂપો છે તે.

**अच्युतः**=જેનો કદી પણ ક્ષય કે અધોગતિ નથી તે.

**अरिसूदनः**=શત્રુનો વિનાયત્ને નાશ કરનાર.

**कृष्णः**=કૃષ-એ સત્તાવાચક અને ણ-એ આનંદવાચક હોઇ એ બંનેની એકતાસૂચક પરબ્રહ્મ પણ કૃષ્ણ કહેવાય છે.

**केशवः**=ક-બ્રહ્માને અને ઈશ-શિવને વશ રાખનાર.

**केशिनिषूदनः**=કેશી નામે ઘોડાના આકારના દૈત્યનો નાશ કરનાર.

**कमलपत्राक्षः**=કમળનાં પાન જેવી સુંદર વિશાળ આંખોવાળા.

**गोविंदः**=ગો-એટલે વેદાંતવાકયોદ્વારા જાણી શકાય છે તે.

**जगत्पतिः**=જગતના પતિ.

**जगन्निवासः**=જગતનો નિવાસ જેનામાં છે તે, અથવા જે જગતમાં સર્વત્ર વસી રહ્યા છે તે.

**जनार्दनः**=દુષ્ટજનોને અથવા ભકતોના શત્રુને પીડનારા.

**देवदेवः**=દેવતાઓના પૂજ્ય.

**देववरः**=દેવતાઓમાં શ્રેષ્ઠ.

**पुरुषोत्तमः**=ક્ષર અને અક્ષર એ બંને પુરુષો અથવા પદાર્થોથી જે ઉત્તમ તે, અથવા શરીર-

રૂપી પુરોમાં રહેનારા પુરુષો એટલે જીવોથી જે અતિ ઉત્તમ, પર અને વિલક્ષણ છે તે.

**भगवान्**=ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ, એ છ પદાર્થને આપનાર અથવા સર્વ ભૂતોની ઉત્પત્તિ, પ્રલય, જન્મ, મરણ તથા વિદ્યા અને અવિદ્યાને જાણનાર.

**भूतभावनः**=સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર.

**भूतेशः**=ભૂતોના ઈશ્વર-પતિ.

**मधुसूदनः**=મધુ નામના દૈત્યને મારનાર.

**महाबाहुः**=નિગ્રહ અને અનુગ્રહ કરવામાં જેના હાથ સમર્થ છે તે.

**माधवः**=માયાના-લક્ષ્મીના પતિ.

**यादवः**=યદુકુળમાં જન્મેલા.

**योगवित्तमः**=યોગને જાણનારાઓમાં શ્રેષ્ઠ.

**वासुदेवः**=વસુદેવના પુત્ર.

**वार्ष्णेयः**=વૃષ્ણિગોત્રમાં ઉત્પન્ન થયેલા.

**विष्णुः**=સર્વવ્યાપક.

**हृषीकेशः**=ઇંદ્રિયોના ઈશ-સ્વામી.

**हरिः**=સંસારરૂપી દુઃખને હરનાર.

---

## अर्जुनना नामोना अर्थ

**अनघः**=પાપરહિત-નિષ્પાપ.

**कपिध्वजः**=જેની ધ્વજા ઉપર કપિ-હનુમાન છે તે.

**कुरुश्रेष्ठः**=કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ.
**कुरुनंदनः**=કુરુવંશના રાજાનો પુત્ર.
**कुरुप्रवीरः**=કુરુકુળમાં જન્મેલાઓમાં વિશેષ તેજસ્વી.
**कौंतेयः**=કુંતીનો પુત્ર.
**गुडाकेशः**=નિદ્રાને જીતનાર–નિદ્રાનો સ્વામી; અથવા ગુડાક એટલે શિવજી જેના સ્વામી છે તે.
**धनंजयः**=દિગ્વિજયમાં સર્વ રાજાઓને જીતનારો.
**धनुर्धरः**=ધનુષ્યને ધારણ કરનારો.
**परंतपः**=પરમ તપસ્વી અથવા શત્રુઓને બહુ તપાવનાર.
**पार्थः**=પૃથાનો–એટલે કુંતીનો પુત્ર.
**पुरुषव्याघ्रः**=પુરુષોમાં વ્યાઘ્ર જેવો.
**पुरुषर्षभः**=પુરુષોમાં ઋષભ એટલે શ્રેષ્ઠ.
**पांडवः**=પાંડુનો પુત્ર.
**भरतश्रेष्ठः**=ભરતના વંશજોમાં શ્રેષ્ઠ.
**भरतसत्तमः**=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.
**भरतर्षभः**=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.
**भारतः**=ભા–બ્રહ્મવિદ્યામાં અતિ પ્રેમવાળો અથવા ભરતનો વંશજ.
**महाबाहुः**=મોટા હાથવાળો.
**सव्यसाचिन्**=ડાબા હાથે પણ ધનુષ્ય સંધાન કરનાર.

---

# श्रीगीतामाहात्म्य

## ॥ श्रीगणेशाय नमः ॥

**धरोवाच ।** શ્રીપૃથ્વીદેવીએ પૂછ્યું:-

**भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।**
**प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥१॥**

(૧) હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધકર્મને ભોગવતા મનુષ્યને અવ્યભિચારિણી (અનન્ય-એકનિષ્ઠ) ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે?

**श्रीविष्णुरुवाच ।** શ્રીવિષ્ણુભગવાન બોલ્યા:-

**प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।**
**स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥२॥**

(૨) પ્રારબ્ધને ભોગવતો (જે) મનુષ્ય સદા ગીતાના અભ્યાસમાં રત રહેતો હોય, તેજ આ લોકમાં મુક્ત અને સુખી થાય છે અને કર્મથી લેપાતો નથી.

**महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।**
**क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥३॥**

(૩) જેમ કમળપત્રને જળ સ્પર્શ કરતું નથી, તેમ જો ગીતાજ્ઞાનનું ધ્યાન કરે છે, તો મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતાં નથી.

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥

(૪) જ્યાં ગીતાનું પુસ્તક હોય અને જ્યાં (તેનો) પાઠ થયા કરતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે.

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपालश्चालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥५॥

(૫) જ્યાં ગીતા પ્રવર્તે છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો અને શ્રીકૃષ્ણપરમાત્મા પણ નારદ, ધ્રુવ અને સર્વ પાર્ષદોસહિત શીઘ્ર સહાયક થાય છે.

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥

(૬) જ્યાં ગીતાનો વિચાર, ભણવું, ભણા-

વવું કે શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ! હું અવશ્ય સદા નિવાસ કરૂં છું.

**गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।**
**गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥**

(૭) હું ગીતાના આશ્રયે રહું છું, ગીતા મારૂં ઉત્તમ ગૃહ છે અને ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણે લોકનું પાલન કરૂં છું.

**गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।**
**अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥**

(૮) ગીતા એ અવર્ણનીય પદોવાળી, અવિનાશી, અર્ધમાત્રા તથા અક્ષરોરૂપ એવી મારી નિત્ય અને બ્રહ્મરૂપિણી પરમશ્રેષ્ઠ વિદ્યા છે; એમાં સંશય નથી.

**चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।**
**वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥९॥**

(૯) વળી તે ચિદાનંદ શ્રીકૃષ્ણે પોતાના મુખથી અર્જુનને કહેલી ત્રણે વેદરૂપ, પરમાનંદરૂપ અને તત્ત્વરૂપ પદાર્થના જ્ઞાનથી ભરપૂર છે.

**योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।**
**ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥१०॥**

(૧૦) જે મનુષ્ય સ્થિર મનવાળો થઈ નિત્ય ગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે તે જ્ઞાનરૂપી સિદ્ધિને પામે છે અને પછી પરમપદને પ્રાપ્ત થાય છે.

**पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।**
**तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥**

(૧૧) સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય તો તેથી અર્ધો પાઠ કરે, તો પણ ગોદાન જેટલું પુણ્ય પામે છે, એમાં સંશય નથી.

**त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।**
**षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥**

(૧૨) ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને પામે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ પામે છે.

**एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।**
**रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥**

(૧૩) જે મનુષ્ય ભક્તિપૂર્વક નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યાં શિવજીનો ગણ થઈને ઘણો કાળ વસે છે.

**अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।**
**स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥१४॥**

(૧૪) જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા શ્લોકના એક ચરણનો પાઠ કરે છે, તે પણ હે પૃથ્વિ ! મન્વંતર સુધી મનુષ્યપણાને પામે છે.

**गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।**
**द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥**
**चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।**
**गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥**

(૧૫) જે મનુષ્ય ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, એક કે અર્ધા શ્લોકનો પણ નિત્ય પાઠ કરે છે; તે અવશ્ય દશ હજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. (૧૬) ગીતાનો પાઠ

કરતાં અથવા સાંભળતાં મરણ પામેલો મનુષ્ય (પશુ આદિનો અધમ દેહ ન પામતાં) મનુષ્ય-પણું પામે છે.

**गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।**
**गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥**

(૧૭) (અને ત્યાં) ગીતાનો પુનઃ અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિ પામે છે. વળી "ગીતા" એવા ઉચ્ચારસહિત મરે તે પણ સદ્ગતિને પામે છે.

**गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।**
**वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥**

(૧૮) મહાપાપવાળો પણ જો ગીતાનો અર્થ સાંભળવામાં આસક્ત થાય તો તે વૈકુંઠને પામે છે અને વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે.

**गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।**
**जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥१९॥**

(૧૯) અનેક કર્મો કરીને પણ જે મનુષ્ય નિત્ય ગીતાના અર્થનું ધ્યાન ધરે છે; તેને

(ઇષ્ટસાક્ષાત્કાર પામેલો) જીવન્મુક્ત જાણવો અને દેહાંતે પરમ પદને તે પામે છે.

**गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।**
**निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥२०॥**

(૨૦) ગીતાનો આશ્રય કરીને જનક આદિ ઘણા રાજાઓ પાપરહિત થયા છે, લોકમાં ગવાયા છે અને પરમ પદને પામ્યા છે.

**गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।**
**वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥२१॥**

(૨૧) જે (મનુષ્ય) ગીતાનો પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનો પાઠ વૃથા થાય છે; કેમકે એવા પાઠને વૃથા શ્રમરૂપજ કહ્યો છે.

**एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।**
**स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥२२॥**

(૨૨) આ માહાત્મ્યસહિત જે ગીતાનો અભ્યાસ કરે છે તે તેના–પૂર્વે કહેલા ફળને પામે છે અને દુર્લભ ગતિને પામે છે.

**सूत उवाच ।** સૂત બોલ્યાઃ-

**माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।**
**गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥२३॥**

(૨૩) જે (મનુષ્ય) ગીતાના પાઠને અંતે મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે; તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે.×

**॥ इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥**

---

× ગીતાઓ સાથે સામાન્ય રીતે ઉપર મુજબનું માહાત્મ્ય છપાય છે, પરંતુ વારાહપુરાણમાં બીજું જે મોટું ગીતામાહાત્મ્ય છે, તેમાં ઉપલા માહાત્મ્યમાંના તેમજ એને મળતા ઘણાખરા શ્લોક હોવા ઉપરાંત બીજા પણ અનેક જાણવા જેવા શ્લોક જણાયા; જેથી તે આ પછી વધારારૂપે જુદા અપાયા છે. આશા છે કે, સમજુ ગીતાપાઠકોને તે પણ ગમશે અને દર વખતે નહિ તો કોઇ કોઇ વાર પણ વાંચવા નહિ ચૂકે. વિશેષ ગીતાપ્રેમીઓને તો એ વધારો આ માહાત્મ્યની પેઠે હર-હમેશ વાંચવા સાંભળવા જેવો લાગે, એ પણ સ્વાભાવિક છે.

# ગીતામાહાત્મ્યનું અનુસંધાન

शौनक उवाच । શૌનકઋષિ બોલ્યા:-

**गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद ।**
**पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥१॥**

(૧) હે સૂત ! મુનિશ્રેષ્ઠ શ્રી વ્યાસજીએ કહેલું શ્રુતિઓમાં વર્ણવેલું ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહો.

सूत उवाच । સૂત બોલ્યા:-

**पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम् ।**
**न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२॥**

(૨) આપે જે પુરાતન અને ઉત્તમ ગીતા-માહાત્મ્ય પૂછ્યું તે મોટે ભાગે ગુપ્ત હોવાથી કોઇથી વર્ણવી શકાય તેમ નથી.

**कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौंतेय एव च ।**
**व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः॥**

(૩) વાસ્તવમાં ગીતાનું માહાત્મ્ય પૂરેપૂરું તો ભગવાન શ્રીકૃષ્ણ જાણે છે, સહેજસાજ અ-

ર્જુન જાણે છે, તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્કય તથા જનક રાજા જાણે છે.

**अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयंति च ।**
**तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ४**

(૪) બીજાઓ તે કર્ણપરંપરાથી સાંભળીને લોકોમાં વર્ણવે છે, તેથી શ્રીવ્યાસજીના મુખારવિંદથી મેં જે સાંભળ્યું છે તેમાંનું કેટલુંક આજે તમને કહું છું.

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥५॥**

(૫) જે ગીતા સ્વયં વિષ્ણુભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે; તે ગીતા રૂડે પ્રકારે ગાન કરવા યોગ્ય છે; અન્ય શાસ્ત્રોના સંગ્રહનું પ્રયોજન શું છે?

**यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।**
**सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥६॥**

(૬) ગીતાગ્રંથ એટલા માટે શ્રેષ્ઠ છે કે તે

ધર્મમય, સર્વ જ્ઞાનનો પ્રયોજક તથા સર્વ શાસ્ત્ર-મય છે.

संसारसागरं घोरं तर्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य पारं यातु सुखेन सः ॥७॥

(૭) જે મનુષ્ય ઘોર સંસારસાગરને તરી જવા ઇચ્છતો હોય તે આ ગીતારૂપી વહાણ પર ચઢીને સુખેથી પાર પહોંચી જાય છે.

गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ॥८॥

(૮) જે પુરુષ આ પુણ્ય–પવિત્ર ગીતાશાસ્ત્રને પ્રયત્નપૂર્વક ભણે છે, તે (સર્વ પ્રકારના) ભયશોકાદિથી મુક્ત થઇ વિષ્ણુપદને પામે છે.

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ॥९॥

(૯) ગીતાનું જ્ઞાન જેણે સાંભળ્યું નથી અને સદા અભ્યાસયોગથીજ મોક્ષની જે ઇચ્છા રાખે છે; તે મૂઢાત્મા બાળકોની પેઠે ઉપહાસ કરવા યોગ્યપણાને પામે છે.

**ये शृण्वंति पठंत्येव गीताशास्त्रमहर्निशम् ।**
**न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ॥१०॥**

(૧૦) જેઓ અહર્નિશ ગીતાશાસ્ત્ર ભણે છે; અથવા તેનો પાઠ કરે છે, કિંવા સાંભળે છે; તેઓને મનુષ્ય નહિ, પણ નિઃસંશય દેવોજ*

---

* આ પ્રમાણે ગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને ગીતાપાઠનું જે મહત્ ફળ દર્શાવાયું છે; તે ગીતાના ઉપદેશ મુજબ વર્તનાર માટે છે. "ચેલા તેરા, પણ કહ્યા કરૂં નહિ" તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતોજ પાઠ કરે, અથવા બાહ્યાચાર રાખે અને અંદરથી તો "એરણની ચોરી ને સોયનું દાન" કરવાવાળો અથવા પરોપકારને નામે સ્વાર્થ, ધર્મને નામે ધૂર્તવેડા, અભેદવાદને નામે દુરાચાર સેવે એવા બગભક્ત, અથવા શુષ્કવેદાંતી ધર્મઠગો માટે તો નરકદ્વારજ ખુલ્લાં સમજવાં. એવા બિચારાઓને એટલું પણ નથી સમજાતું કે, બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ પરમાત્મા નહિજ ઠગાય. હા, ઈશ્વરનું અસ્તિત્વ સુધ્ધાં જેને ન સમજાયું હોય, તે એટલો પણ વિચાર શા માટે લાવે?

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

જાણવા.

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने।
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥११॥

(૧૧) જેમ પ્રત્યેક દિવસે જળસ્નાન મનુષ્યના શરીરનો મેલ દૂર કરે છે; તેમ ગીતાજ્ઞાનરૂપી જળમાં એકવાર પણ કરેલું સ્નાન સંસારરૂપી મળનો નાશ કરે છે.

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम्।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥१२॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः॥१३॥

(૧૨) જે મનુષ્ય પોતે ગીતાશાસ્ત્રનું પઠન પાઠન કરવું–કરાવવું જાણતો નથી, બીજા પાસેથી સાંભળતો નથી, તેમ જેને તેનું જ્ઞાન નથી, જેને તેના પર શ્રદ્ધાયે નથી અને ભાવના પણ નથી; (૧૩) તે ગીતાને નથી જાણતો તેથી મનુષ્યલોકમાં ભટકતા ભૂંડ જેવો હોઇને તેનાથી નીચ બીજો કોઇ નથી.

**धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।**
**गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥१४॥**

(૧૪) જે મનુષ્ય (ગીતા વાંચે છે, પણ) ગીતાના અર્થનું પઠન કરતો નથી, તેના એવા (પોપટિયા) જ્ઞાનને, (દેખાડવા માત્રના) આ-ચારને, વ્રતને, ચેષ્ટાને, તપને અને યશને ધિક્કાર છે; એનાથી અધમ બીજો કોઇ નથી.

**गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।**
**तन्मोघं धर्मरहितं वेदवेदांतगर्हितम् ॥१५॥**

(૧૫) જે જ્ઞાન ગીતામાં ગવાયું નથી, તે જ્ઞાનને વેદમાં અને વેદાન્તમાં નિંદેલું હોઇ તેને નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જ્ઞાન જાણવું.

**योऽधीते सततं गीतां दिवा रात्रौ यथार्थतः ।**
**स्वपन्गच्छन्वदंस्तिष्ठञ्छाश्वतं मोक्षमाप्नुयात् १६**

(૧૬) જે મનુષ્ય રાતદિવસ સૂતાં, જતાં, બોલતાં અને ઊભો રહેતાં પણ ગીતાનું યથાર્થ રીતે અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) સત-તપણે કર્યા કરે છે; તે શાશ્વત મોક્ષને પ્રાપ્ત

થાય છે.

**योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।**
**यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥१७॥**

(૧૭) યોગીના સ્થાનમાં, સિદ્ધોના સ્થાનમાં, શ્રેષ્ઠ પુરુષો આગળ, સંતસભામાં, યજ્ઞસ્થાનમાં અથવા વિષ્ણુભક્તો આગળ પાઠ કરતો મનુષ્ય પરમ ગતિને પામે છે.

**गीतापाठं च श्रवणं यः करोति दिने दिने ।**
**क्रतवो वाजिमेधाद्या कृतास्तेन सदक्षिणाः ॥१८॥**

(૧૮) જે મનુષ્ય ગીતાનો પાઠ અથવા શ્રવણ નિત્યપ્રતિ કરે, તેણે દક્ષિણાસહિત અશ્વમેધાદિક (યજ્ઞો) કર્યા છે એમ સમજવું.

**गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा ।**
**तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥१९॥**

(૧૯) જેણે ભક્તિભાવપૂર્વક તથા એકાગ્ર ચિત્તે ગીતાનું અધ્યયન કર્યું, તેણે સર્વ વેદો, શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો (એમ સમજવું).

यः शृणोति च गीतार्थं कीर्तयेच्च स्वयं पुमान् ।
श्रावयेच्च परार्थं वै स प्रयाति परं पदम् ॥२०॥

(૨૦) જે મનુષ્ય પોતે ગીતાર્થને સાંભળે, ગાય અને પરોપકાર્થે અન્યને સંભળાવે, તે પરમ પદને પામે છે.

नोपसर्पंति तत्रैव यत्र गीतार्चनं गृहे ।
तापत्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥२१॥

(૨૧) જે ઘરમાં ગીતાનું પૂજન-અર્ચન થાય છે ત્યાં ત્રિવિધ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) દુઃખ પ્રવેશતાં નથી તથા વ્યાધિઓનો પણ ભય રહેતો નથી.

न शापं नैव पापं च दुर्गतिं न च किंचन ।
देहेऽरयः षडेते वै न बाधंते कदाचन ॥२२॥

(૨૨) વળી તેને કોઈનો શાપ લાગતો નથી, પાપ લાગતું નથી, જરા પણ દુર્ગતિ થતી નથી; તેમ શરીરના છ શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષ્યા) પણ કદી બાધા કરતાં નથી.

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी।
जायते सततं तत्र यत्र गीताभिनंदनम् ॥२३॥

(૨૩) જ્યાં નિરંતર ગીતાનો આનંદ વર્તે છે, ત્યાં ભગવાન પરમેશ્વરમાં અવ્યભિચારણી-અનન્ય-એકનિષ્ઠ ભક્તિ ઊપજે છે.

स्नातो वा यदि वाऽस्नातः शुचिर्वा यदि वाऽशुचिः
विभूतिं विश्वरूपञ्च संस्मरन्सर्वदा शुचिः ॥२४॥

(૨૪) સ્નાન કર્યું હોય વા ન કર્યું હોય, પવિત્ર હોય વા અપવિત્ર હોય, તોપણ જો તે પરમાત્માની વિભૂતિનું અને વિશ્વરૂપનું સ્મરણ કરે તો સર્વદા પવિત્ર છે.

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः।
गीतापाठं प्रकुर्वाणो न लिप्यते कदाचन ॥२५॥

(૨૫) સર્વત્ર ભોજન કરનાર અને સર્વ પ્રકારનો પ્રતિગ્રહ કરનાર (દાન લેનાર) પણ જો ગીતાપાઠ કરતો હોય તો તે તેનાથી કદી પણ લેપાતો નથી.

यस्यांतःकरणं नित्यं गीतायां रमते सदा।

सर्वाग्निकः सदाजापी क्रियावान्स च पंडितः ॥२६॥
दर्शनीयः स धनवान्स योगी ज्ञानवानपि ।
स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥२७॥

(૨૬) જેનું ચિત્ત સદા ગીતામાંજ રમ્યા કરે છે; તેને સદાય અગ્નિહોત્રી, જપ કરનારો, ક્રિયાવાન, ધનવાન, પંડિત, (૨૭) યાજ્ઞિક, જ્ઞાની, ધ્યાની, યોગી, સર્વ વેદોના અર્થ જાણનારો અને દર્શન કરવા યોગ્ય સમજવો.

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥२८॥

(૨૮) જ્યાં ગીતાના પુસ્તકનો નિત્ય પાઠ કરાતો હોય, ત્યાં પ્રયાગાદિક સર્વ તીર્થો આવી વસેલાં સમજવાં.

निवसंति सदा गेहे देहदेशे सदैव हि ।
सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥२९॥

(૨૯) વળી તે ઘરમાં અને દેહરૂપી દેશમાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ અને પન્નગો સદા નિવાસ કરે છે.

गीता गंगा च गायत्री सीता सत्या सरस्वती ।
ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसंध्या मुक्तगेहिनी ॥३०॥
अर्धमात्रा चिदानंदा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी पराऽनंता तत्त्वार्थज्ञानमञ्जरी ॥३१॥
इत्येतानि जपेन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं लभेच्छीघ्रं तथांते परमं पदम् ॥३२॥

(૩૦) ગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્તગેહિની,(૩૧) અર્ધમાત્રા, ચિદાનંદા, ભવઘ્ની, ભયનાશિની, વેદત્રયી, પરા, અનંતા અને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનો ભંડાર) (૩૨) એ ગીતાનાં અઢાર નામોનો સ્થિર મનથી જે નિત્ય જપ કરે, તે જ્ઞાનની સિદ્ધિને શીઘ્ર પામે છે અને તે પછી પરમપદરૂપ મોક્ષને પામે છે.

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥३३॥

(૩૩) જે જે કર્મ કરે તે સર્વમાં ગીતાપાઠનું કીર્તન કરે, (જેથી) તે તે કર્મ નિર્દોષ

રીતે સમાપ્ત કરી (તેનું) પૂર્ણ (ફળ) પ્રાપ્ત કરે છે.

**पितॄनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।**
**संतुष्टाः पितरस्तस्य निरयाद्यांति सद्गतिम् ॥३४॥**
**गीतापाठेन संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।**
**पितृलोकं प्रयांत्येव पुत्राशीर्वादतत्पराः ॥३५॥**

(૩૪) જે મનુષ્ય શ્રાદ્ધમાં પિતૃઓને ઉદ્દેશી ગીતાનો પાઠ કરે છે, તેના પિતૃઓ સંતુષ્ટ થાય અને નરકમાં હોય તો ત્યાંથી પણ સદ્‌ગતિ પામે છે; (૩૫) અને ગીતાપાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તર્પિત થયેલા એ પિતૃઓ પુત્રને આશીર્વાદ આપતા પિતૃલોકમાં જાય છે.

**लिखित्वा धारयेत्कंठे बाहुदंडे च मस्तके ।**
**नश्यंत्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥३६॥**

(૩૬) જે માણસ ગીતાને લખીને ગળામાં, હાથ ઉપર કે મસ્તકે ધારણ કરે છે, તેના વિઘ્નોરૂપી સર્વ દારુણ ઉપદ્રવો પણ નાશ પામે છે.

**देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्ये तु भारते ।**
**न शृणोति पठत्येवताममृतस्वरूपिणीम् ॥३७॥**

हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।
पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ३८

(૩૭) ભારતભૂમિમાં કોઇ પણ વર્ણમાં મનુષ્યદેહ પામીને પણ જે મનુષ્ય અમૃતરૂપિણી ગીતાને ભણે કે સાંભળે નહિ, (૩૮) તે હાથમાં આવેલું અમૃત ત્યજીને દુઃખથી વિષનું ભક્ષણ કરે છે; અને જે ગીતારૂપી અમૃતનું આ લોકમાં પાન કરે (છે તે) મોક્ષ મેળવીને સુખી થાય છે.

जनैः संसारदुःखार्त्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।
संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥३९॥

(૩૯) સંસારનાં દુઃખોથી દુઃખી થયેલા જે મનુષ્યોએ ગીતાનું જ્ઞાન સાંભળ્યું છે તેઓએ અમૃત પ્રાપ્ત કર્યું જાણવું; અને તે વૈકુંઠને પ્રાપ્ત થયા છે, એમ જાણવું.

गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥४०॥

(૪૦) ગીતા સમજવામાં ઉચ્ચ–નીચ મનુ-

ષ્યનો ભેદ નથી; કેમકે ગીતા બ્રહ્મસ્વરૂપિણી હોવાથી તેનું જ્ઞાન સૌ કોઇને માટે સમાન છે.

**यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।**
**नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥४१॥**

(૪૧) ગીતાગ્રંથના અર્થને સાંભળીને જે પરમ આદરથી આનંદ પામતો નથી, તે મનુષ્ય પ્રમાદને લીધે (અર્થાત્ તે ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી તેથી) લોકમાં (કંઇ પણ) ફળ પામતો નથી, પરંતુ વૃથા શ્રમનેજ પ્રાપ્ત કરે છે.

**गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।**
**वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥४२॥**

(૪૨) ગીતાનો પાઠ કરીને જે માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનું પાઠનું ફળ વૃથા થાય છે અને કેવળ શ્રમજ (ફળરૂપે) પ્રાપ્ત થાય છે.

**एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः ।**
**श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥४३**

(૪૩) આ માહાત્મ્યસહિત ગીતાપાઠને જે

કરે છે તથા શ્રદ્ધાથી સાંભળે છે તે દુર્લભ ગતિને પામે છે.

**माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।**
**गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥४४॥**

(૪૪) જે મનુષ્ય ગીતાના પાઠને અંતે મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે; તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે.

**इति श्रीवाराहपुराणोद्धृतं गीतामाहात्म्यानुसंधानं समाप्तम्**

# गीतामंत्रना न्यास, ध्यान इत्यादि



ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ *अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम् ॥ ×सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ ×अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

અર્થાત્ આ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી માળામાં મણકા તરીકે સમાયલા શ્લોકોમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જે દિવ્ય ઉપદેશ સમાયલો છે, તે પરમાત્મપ્રેરિત વેદ, ઉપનિષદ અને શાસ્ત્રોના સારરૂપ, ધર્મમય અને પરમપદદાયક હોવાથી મંત્રરૂપજ છે. આવા મહા ઉપકારક સેંકડો મંત્રમણિઓથી ગૂંથવામાં આવેલી આ

---

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૧૧. × જુઓ અધ્યાય ૧૮, શ્લોક ૬૬.

ભગવદ્‌ગીતારૂપી મંત્રમાળાના **ઋષિ** (એટલે કે પરમાત્મદર્શનપૂર્વક જીવન્મુક્ત થયેલા જે વેદ-શાસ્ત્રસંપન્ન અને પરમસિદ્ધ મહાજ્ઞાનીએ આપ્તવચનોથી અને અંતર્યામીની પ્રેરણાથી જે જે દિવ્ય સિદ્ધાંત, રહસ્ય અને ધર્મકર્માદિ જાણ્યાં-અનુભવ્યાં હોય, અને તે તેના દ્રષ્ટા તરીકે રહીને પરમપદદાયક લોકહિતાવહ સ્તોત્ર કે મંત્રરૂપે યોજ્યું હોય તે) ભગવાન **વેદવ્યાસ છે. છંદ અનુષ્ટુપ છે** અને **દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. "જે શોક કરવા યોગ્ય નથી, તેનો તું શોક કરે છે અને વાતો બુદ્ધિમાનના જેવી બોલે છે."** એ વચન ગીતામંત્રનું **બીજ** એટલે કે આરંભનું કારણ છે; **"સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે (પરમાત્માને) જ શરણે આવ"** આ મંત્ર ગીતાના સર્વ મંત્રોમાં **શક્તિરૂપ** છે; અને **"હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર"** એ મંત્ર આ ગીતારૂપી મંત્રમાળાનો **કીલક** એટલે કે આધાર, ખીલો અથવા સ્તંભ છે—ઉપર્યુક્ત આ

ગીતાગ્રંથનો સર્વ ભાર અથવા આધાર આ કીલક ઉપર છે.

## ન્યાસ વિષે સમજણ

હરકોઇ મંત્રનો પાઠ કે જપ કરવા પહેલાં શરીરની બાહ્ય શુદ્ધિ કરવા ઉપરાંત આંતરિક શુદ્ધિ અને જ્ઞાનની દૃઢતા અર્થે હાથ ઇત્યાદિ અંગોમાં સામાન્યરૂપે રહેલા જીવાત્માને વિશેષ-રૂપે રહેલો કલ્પીને તેનું મહત્ત્વ સૂચવનારા તે તે મુખ્ય મંત્રોનો વિધિપૂર્વક ન્યાસ (એટલે જ-માવ) કરવો; અને પોતાના એ દિવ્ય અને અ-મર જીવાત્માને એવી રીતે તે તે અંગમાં તે તે ગુણોની મૂર્તિરૂપે રહેલો કલ્પીને તે તે અંગ-દ્વારા તે આત્માને નમન કરવું. આવી રીતે પાઠ કરનારે પ્રથમ મંત્રરૂપ બનવું એને 'ન્યાસ' કર્યો એમ કહે છે. આ ક્રિયા હરહમેશ ઊંડી સમજણપૂર્વક અને નિયમિત રીતે થવાને પરિ-ણામે પાઠકના જ્ઞાનમાં દૃઢતા થાય અને તેના પરિણામે ચારિત્ર્યબળ પણ કેવું ખીલી ઊઠે એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિમુનિઓએ

યોજેલી આવી અનેકવિધ ક્રિયાઓ અને વિદ્યાઓની ખૂબી નહિ સમજવાથી તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ લપ કાઢવાની પેઠે જેમ તેમ કરાતી જોઇને જોનારને અભાવ ઊપજે, એ પણ સ્વાભાવિક છે. માટે તે પૂરી સમજણપૂર્વક, શાંતિપૂર્વક અને ન આવડતી હોય તેણે એ ક્રિયા કોઇ પાસે બરાબર શીખી લેવી જોઇએ તથા વિધિપૂર્વક અને એકચિત્તે દર વખતે કરવી જોઇએ. આ ન્યાસના બે વિભાગ છે. **કરન્યાસ** અને **અંગન્યાસ**. ગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપર્યુક્ત ગીતમંત્રના ઋષિ, છંદ ઇત્યાદિનું સ્મરણ કરીને પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

## કરન્યાસનો વિધિ

***नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥**

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩.

મંત્ર ભણીને તથા બંને હાથના અંગૂઠાને બંને હાથની તર્જનીઓ (અંગૂઠા પાસેની આંગળીઓ) વડે સ્પર્શ કરીને તેને अंगुष्ठाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

*न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥

અર્થાત્ "આ જીવાત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને બંને હાથની તર્જનીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને तर्जनीभ्यां नमः કહીને તેને નમસ્કાર કરવા.

×अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥

અર્થાત્ "આ જીવાત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને તથા બંને હાથની મધ્ય-

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩. × જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

મા (વચલી આંગળીઓ)નો અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને मध्यमाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

*नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥

અર્થાત્ "આ જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન (જગત ઊપજ્યું ત્યારથી) છે" એ મંત્ર ભણીને બંને હાથની અનામિકાઓ (ટચલીની પાસેની આંગળીઓ)ને અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને अनामिकाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

×पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः ॥

અર્થાત્ "હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" એ મંત્ર ભણીને તથા બંને હાથની ટચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને कनिष्ठिकाभ्यां नमः એમ બોલીને

---

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪, × જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫.

તેને નમસ્કાર કરવા.

*नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः ॥

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે" એ મંત્ર ભણીને બંને હાથની હથેળીઓનો તથા તેના પાછલા ભાગોનો યથાક્રમ સ્પર્શ કરીને करतलकरपृष्ठाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા. એ પછી હૃદયાદિ અંગન્યાસનો વિધિ આવે છે.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

×नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાઓથી હૃ-

* જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫. × જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩.

હૃદયને સ્પર્શ કરીને (હૃદયદ્વારા આત્માને) નમસ્કાર કરવા.

*न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥

અર્થાત્ "એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને शिरसे स्वाहा (માથાને સ્વાહા) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે મસ્તકને સ્પર્શ કરવો.

*अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥

અર્થાત્ "આ આત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને शिखायै वषट् (શિખાને વષટ્) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે ચોટલીનો સ્પર્શ કરવો.

---

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩ તથા ૨૪.

***नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥**

અર્થાત્ " આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે " એ મંત્ર ભણીને તથા **कवचाय हुम्** એમ બોલી બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું, આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

**×पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥**

અર્થાત્ " હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો " આ મંત્ર ભણીને તથા **नेत्रत्रयाय वौषट्** ( ત્રણે નેત્રોને વૌષટ્ ) એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરો વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

**×नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥**

---

* અધ્યાય ૨, શ્લોક ૨૪. × અધ્યાય ૧૧, શ્લોક ૫.

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે" આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવીને તેની પહેલી બે આંગળીઓ વડે ડાબી હથેળીમાં તાળી વગાડવી. इति अंगन्यास समाप्त।

## વિનિયોગ

**श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः॥**

અર્થાત્ દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલીને તેમની કૃપા પામવા અર્થે આ ગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવામાં (અર્થાત્ મારૂં કર્તવ્ય-પ્રાપ્તવ્ય સમજવામાં) મારો વિનિયોગ કરૂં છું (એટલે કે તનમનથી એકચિત્તે જોડાઉં છું) એવો દૃઢ સંકલ્પ ન્યાસની છેવટે કરવો× અને તે પછી ગીતામંત્રના

× ન્યાસની છેવટે આ સંકલ્પ પણ અધ્યાત્મ-વિદ્યાના નિયમો સમજી લઇને ભાવભક્તિપૂર્વક કરાય તો (જેમ પંખો હલાવવારૂપે કે ખુલ્લી જગામાં જવા-રૂપે મનુષ્યયત્ન થવાથી હવાનો લાભ વિશેષરૂપે મળે

ઋષિ અને દેવતાનું નીચે મુજબ ધ્યાન—વંદન કરવું અને તે પછીજ ગીતાનો પાઠ શરૂ કરવો.

**શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યાન—વંદન**

**ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं। व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥ अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टा दशाध्यायिनीमंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥**

(૧) ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારત મધ્યે ગૂંથેલી, અદ્વૈતજ્ઞાનામૃતને વર્ષાવનારી, અષ્ટાદશ અધ્યાયવાળી અને આ અસત્, જડ તથા દુઃખરૂપ અસાર સંસાર ઉપરથી મોહ—મમતા ટાળનારી એવી હે ભગવતિ ભગવદ્ગીતે ! હે અંબ ! (હે માતા !) હું આપનું ધ્યાન ધરૂં છું.

---

છે; તેમ ) સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ પણ જરૂર મળી શકે.

**મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાન-વંદન**

**नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदाय-**
**तपत्रनेत्र । येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो**
**ज्ञानमयः प्रदीपः ॥२॥**

(૨) હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસ ભગવન્! આપને નમસ્કાર હો. જે આપે મહાભારતરૂપી તેલ પૂરેલો આ ગીતાજ્ઞાનરૂપી દીપક (અમને ધર્મ-કર્મનો ખરો માર્ગ દર્શાવવા સારૂ) પ્રકટાવ્યો છે.

**શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન-વંદન**

**प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।**
**ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥३॥**

(૩) શરણ થનાર ભકતોને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃત-દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો.

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ४**

(૪) સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે, અર્જુનરૂપી વત્સ છે, મહાન ગીતામૃતરૂપી દૂધ છે અને બુદ્ધિશાળી પુરુષો તેના ભોક્તા (પીનારા) છે.

**वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।**
**देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥**

(૫) વસુદેવના પુત્ર, દિવ્ય રથવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા જગદ્ગુરુ શ્રીકૃષ્ણને હું વંદન કરું છું.

**भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।**
**शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥**
**अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।**
**सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६**

(૬) ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝુંડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને

વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યો-ધનરૂપી ભમરીવાળી જે યુદ્ધરૂપી નદી, તેને આપ શ્રીકૃષ્ણરૂપી સુકાની મળ્યા તેથીજ પાંડવો તરી ગયા છે.

**पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं ।**
**नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ।**
**लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।**
**भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥७॥**

(૭) ગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથા-ના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જન-રૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસ-નું પાન કરે છે એવું, કલિકાળનાં પાપનો વિ-નાશ કરનારૂં અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિના વાણીરૂપી વિશાળ સરોવરમાં ઊગેલું એવું મહાભારતરૂપી કમળ અમારૂં કલ્યાણ કર-નારૂં થાઓ.

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥८॥**

(૮) જેમની કૃપા મૂંગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદ-સ્વરૂપ માધવને હું વંદન કરૂં છું.

**यं ब्रह्मा वरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः।। ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो। यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ।।९।।**

(૯) બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત્ (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ્‌સહિત વેદોવડે જેમની સ્તુતિ ગાય છે; તેમનામાં પરોવાયલા ચિત્તવડે ધ્યાનમાં સ્થિર થયેલા યોગીઓજ જેમનાં દર્શન કરી શકે છે; અને દેવો તેમજ અસુરોના ગણો જેમના પારને જાણી શકતા નથી; એવા પરમાત્મદેવને નમસ્કાર હો.

# अनुक्रमणिका

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

**પ્રકીર્ણ વિષયો:—**

**પ્રકીર્ણ વિષયો:—**



# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| २ | १० | महेश्वासा | महेष्वासा |
| ६ | १० | परमेश्वासः | परमेष्वासः |
| २० | ८ | मास्म | मा स्म |
| २० | ૧૫ | ઇશ્વરદશન | ઇશ્વરદર્શન |
| ૩૪ | ૧૭ | વિદ્વતા | વિદ્વત્તા |
| ૩૨ | ६ | आसति | आसीत |
| ૬४ | ७ | कर्मैत्र | कर्मैव |
| ૭८ | २ | ब्रह्मापणं | ब्रह्मार्पणं |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૨ | ૧૦ | नहि | न हि |
| ९४ | १० | निष्ठा तत् | निष्ठास्तत् |
| १०८ | ६ | चितेंद्रिय | चित्तेंद्रिय |
| ११० | ५ | जाग्रतोनैव | जाग्रतो नैव |
| ११८ | ८ | नहि | न हि |
| १२० | ६ | -भ्योऽधिकोयोगी | -भ्योऽधिको योगी |
| ૧૩૯ | ૧૫ | સુર્વણ | સુવર્ણ |
| १५६ | ६ | यत्पुण्यफल | यत्पुण्यफलं |
| १५६ | ७ | तत्सवमिदं | तत्सर्वमिदं |
| ૨૧૭ | ૪ | સારૂ | સારૂં |
| ૨૪૧ | ૧૩ | જ્યોતિઓનું | જ્યોતિઓનો |
| ૨૫૯ | ૧૬ | એકાંતિક | ઐકાંતિક |
| २८० | ४ | परापणाः | परायणाः |
| ૨૮૫ | ૩ | કાંતેય ! | કૌંતેય ! |
| ૨૮૭ | ૯ | વણુન | વર્ણન |
| ૨૮૭ | ૧૧ | પ્રાત | પ્રતિ |
| २८८ | ४ | रज तमः | रजस्तमः |
| ३०० | ३ | महावाहो | महाबाहो |

# परमहंस श्रीरामकृष्ण



## ( તેમના જીવનના કેટલાક પ્રસંગો )*

× × × દક્ષિણેશ્વરના બાગમાં એક અસાધારણ પુરુષ આવી પહોંચ્યા. તેમની અસાધારણતા પોતાના જીવનમાં તેમણે કરેલી સાધનાઓની સિદ્ધિમાં અને પરમાત્મસાક્ષાત્કારમાં પણ હતી. એ નવીન આવનારનું નામ તોતાપુરી હતું. તેઓ રમતારામ સાધુ હતા. એ કોટિના સાધુઓ કેવળ બ્રહ્મનેજ નિત્ય માને છે અને જગતને મિથ્યા સમજે છે. લૂની સગડીઓ સળગતી હોય કે વરસાદની ઝડીઓ પડતી હોય ત્યારે પણ જે કાંઇ આછું પાતળું ભિક્ષાન્ન મળી આવે, તે પર ગુજરાન કરતા, અને આકાશરૂપી ચંદરવા હેઠળજ રહેતા. એમ કહેવાય છે કે, તોતાપુરીએ નર્મદા તટે આવેલા કોઇ એકાંતિક જંગલમાં સાધના કરી હતી અને ચાળીસ વર્ષ સુધી તીવ્ર સંયમ પાળીને નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરી હતી. જગતના હર્ષ અને શોકથી અલિપ્ત એવા એ સાચા મહાત્માની અભિલાષા પોતાનું શેષ જીવન તીર્થાટનમાં ગાળવાની હતી. સિંહ-

---

*અત્ર તરફના થયેલા શ્રીરામકૃષ્ણ પરમહંસના ચરિત્રમાંથી

ની પેઠે પોતાની ઇચ્છાનુસાર તેઓ દેશભરમાં વિચરતા હતા. તેઓ જગન્નાથપુરી અને ગંગાસાગર ગયા હતા અને ત્યાંથી ગંગાના માર્ગે પાછા ફરતાં દક્ષિણેશ્વરમાં પડાવ કર્યો હતો. અગમ્ય દૈવેચ્છાથી કોઇ મહત્ કાર્ય માટેજ તેમનાં પુણ્ય પગલાં આ નવીન સ્થળમાં થયાં હતા.

કાલીમંદિરના આગલા મુખ્ય દરવાજે તોતાપુરીએ મુકામ કર્યો હતો. અહીં શ્રીરામકૃષ્ણ સાધારણ ધોતી પહેરીને ભાવાવસ્થામાં બેઠા હતા. આમ છતાં તેમની પ્રભાવશાળી મુખમુદ્રા તરફ તોતાપુરીનું લક્ષ્ય તરત ખેંચાયું. આ સાદા જણાતા યુવકમાં રહેલા મહાન ગુણોની પ્રતીતિ તેમને તરતજ થઇ. જેમ જેમ તેઓ શ્રીરામકૃષ્ણ તરફ વધારે ને વધારે જોતા ગયા તેમ તેમ તેમના મન પર વધારે અસર થતી ગઇ. આખરે તેઓ બોલ્યા કે, “ તમે કોઇ આગળ વધેલા સત્યશોધક લાગો છો. વેદાંત ભણવાની ઇચ્છા થાય છે ?” “ તે હું ન જાણું, એ બધો આધાર મા ઉપર છે. તે જો હા પાડે તો હું આપની સૂચના વધાવી લઉં ખરો.” એવો શાંત જવાબ મળ્યો. સાધુ બોલ્યા કે, “ બહુ સારૂં, જાઓ અને તમારી માને પૂછી આવો. હું અહીં ઝાઝા દિવસ રોકાઉં એમ નથી.” શ્રીરામકૃષ્ણ ઊઠીને ચુપચુપ કાલીમંદિર તરફ ગયા. જગદંબાને વાત કરી અને ઉન્મત્ત દશામાં તેમણે એની આજ્ઞા સાંભળી કે, “ હા

બેટા! જા અને તેની પાસેથી શીખી લે. આજ હેતુને માટે તેનું અહીં આગમન થયું છે." અર્ધ ચેતન અવસ્થામાં અને પ્રફુલ્લ વદને શ્રીરામકૃષ્ણ પાછા ફર્યા અને માની મંજૂરી મળી છે એવું તોતાપુરીને કહ્યું. યુવકની સાદાઇ જોઇને તોતાપુરી ચકિત થયા હતા. તેઓ પ્રખર વેદાંતી અને કર્મફળના પ્રદાતા તરીકે કેવળ પ્રારબ્ધને માનનારા હતા. સગુણ બ્રહ્મનું અસ્તિત્વ તેઓ સ્વીકારતા ખરા; પણ પરમાત્મસાક્ષાત્કાર માટે મથતા સાધકે તેની પ્રાર્થના કે ભક્તિ કરવાની જરૂર છે, એ વાતમાં તેમને શ્રદ્ધા નહોતી. બ્રહ્મની ગમનશીલ અવસ્થા-માયા કે શક્તિ, જેને શ્રીરામકૃષ્ણ માતા તરીકે ઓળખતા હતા તે આ વેદાંતી સાધુને મન કેવળ ભ્રમ-રૂપ લાગતી; એટલે પોતાને અજ્ઞાનાંધકારમાંથી દોરવાને તેની પ્રાર્થના કરવાની જરૂર તેમને મન બિલકુલ ન-હોતી. મનુષ્ય પોતેજ પોતાના અજ્ઞાનરૂપ બંધનથી બંધા-યેલો છે અને પોતે પોતાનાજ પ્રયત્નથી એ બંધનને નિવારવા શક્તિમાન છે, એવું તેઓ માનતા; છતાં તેમણે શ્રીરામકૃષ્ણને આ સંબંધી એકે અક્ષર કહ્યો નહિ. તેમણે માની લીધું કે પોતાના હાથ નીચે તાલીમ પામ્યા પછી સત્ય શું છે, એ તેઓ તરતજ સમજી જશે અને પરિણામે તેમનામાં રહેલા બધા પ્રકારના વહેમો આપોઆપ લોપાઇ જશે.

વેદાંતના સત્યોનો આભાસ અથવા એ માર્ગમાં આવશ્યક સંયમ આદરવા પહેલાં તેમણે વિધિપુરઃસર સંન્યસ્ત દીક્ષા લેવી જોઇશે; તેમજ પોતાના જીવનની ચાલુ અવસ્થાનાં ચિહ્નો એટલે કે તેમને બ્રાહ્મણ અને ગૃહસ્થી તરીકે ઓળખાવનાર શિખાસૂત્રનો ત્યાગ કરી તેમણે નવું જીવન શરૂ કરવું પડશે, એવું તોતાપુરીએ શ્રીરામકૃષ્ણને કહ્યું. જો ખાનગી રીતે તેમ કરી શકાય તો પોતાને કશો બાધ નથી, એવો શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો. આ શરત તેમણે પોતાની વૃદ્ધ માતાની ખાતર મૂકવી ઉચિત ધારી હતી; કેમકે તેઓ પોતાના દુઃખી જીવનનો શેષભાગ પવિત્ર ધામમાં ગાળવા માટે એક વર્ષથી કામારપુકૂર છોડીને દક્ષિણેશ્વરમાં આવીને રહ્યાં હતાં. અહીં તેમને મથુરે ગંગાજીનાં સુખરૂપ દર્શન કરી શકાય એવો ઓરડો કાઢી આપ્યો હતો, તેમજ તેમની બધીજ જરૂરિયાતોને પૂરી પાડવાનો પ્રબંધ ઉદારભાવે કર્યો હતો. તોતાપુરી શ્રીરામકૃષ્ણની મૂંઝવણ સમજીને બોલ્યા કે, "ઠીક, એમ પણ થઇ શકશે."

શ્રીરામકૃષ્ણ તોતાપુરીને 'નાગાબાવા' પણ કહેતા. તેમની પાસે ખાનગી દીક્ષા પછી જે થયું તેનું વર્ણન તેમનાજ શબ્દોમાં આપીએ છીએ. "દીક્ષામંત્ર આપ્યા પછી 'નાગાબાવા'એ મને અદ્વૈત વેદાંત જુદા જુદા સિદ્ધાંતોનો ઉપદેશ કરવાની શરૂઆત કરી હતી. તેમણે

મને બધા દૃશ્ય પદાર્થોમાંથી મનને ખેંચી લઇને આત્મામાં જોડી રાખવાનું કહ્યું હતું. એ દિશામાં મેં ઘણા પ્રયત્નો કરી જોયા, છતાં નામરૂપની પેલી પાર મન જઇ શકતું નહિ. જગદંબાની પ્રકાશમય પરિચિત મૂર્તિ મારી સામે ખડી થઇને નામરૂપથી મનને પર થવા દેતી નહિ. અદ્વૈત ઉપદેશનું ચિંતન એકાગ્ર મને ફરી ફરીને કરવા છતાં પ્રત્યેક વખતે જગદંબાનું સ્વરૂપ આડે આવતું. નિરાશામાં મેં 'નાગાબાવા'ને કહ્યું: 'મારાથી એ નહિ બની શકે. મારૂં મન પરમાત્મતત્ત્વ સુધી નહિ પહોંચી શકે.' તોતાપુરી ઉશ્કેરાઇ જઇ ટકોરમાં બોલ્યા કે, 'કેમ એટલું નહિ બને? તમારે કરવું-જ પડશે.' તેમણે આસપાસ નજર કરી એક કાચનો કટકો લીધો અને મારી ભ્રૂકુટિના મધ્યભાગમાં તેની અણી દબાવતાં બોલ્યા કે, 'આ જગ્યાએ મનને એકાગ્ર કરો.' પછી દૃઢાગ્રહ રાખી હું ફરી ધ્યાનમાં બેઠો અને માર્ગ સરળ બન્યો. મન એકદમ ઊંચે ચઢ્યું અને સમાધિમાં લીન થયું!"

શ્રીરામકૃષ્ણ નિર્વિકલ્પ સમાધિના અવર્ણનીય આનંદમાં ડૂબી ગયા; ઇંદ્રિયો અને મનનાં કાર્ય બંધ પડી ગયાં; શબની પેઠે શરીર ગતિહીન બન્યું; કેવળ અહંભાવની ઝાંખી પ્રતીતિ રહેવા પામી. થોડી વારમાં એ પ્રતીતિ પણ બંધ પડીને માત્ર પરમ ચેતનજ વિલસી રહ્યું.

તોતાપુરી શિષ્યને જોતા ત્યાંજ ઘણો વખત બેસી રહ્યા. તેમને પૂર્ણ નિશ્ચેષ્ટ જોઇ તેઓ કોટડીમાંથી બહાર આવ્યા અને પોતાની જાણ બહાર કોઈ અંદર પ્રવેશ ન કરે એ હેતુથી તેમણે તેનાં દ્વાર બંધ કરી તાળું દીધું. આટલું કરીને દ્વાર ખોલવાને શ્રીરામકૃષ્ણની વિનતિની રાહ જોતા બહાર બેઠા. દિવસ આથમી જઇ રાત્રિનો અમલ બેઠો. બીજો દિવસ પણ ગયો અને ત્રીજો પણ—આમ ત્રણ દિવસ વીતી ગયા; પણ અંદરથી કોઈ હાલ્યુંચાલ્યું નહિ. તોતાપુરીને ભારે આશ્ચર્ય થયું અને શું બન્યું છે તે જોવાને દ્વાર ખોલી કોટડીમાં પેઠા. જુએ છે તો શ્રીરામકૃષ્ણ એની એજ સ્થિતિમાં બેઠેલા હતા. શરીરમાં પ્રાણસ્ફુરણની પ્રતીતિ નહોતી થતી; છતાં મુખમુદ્રા શાંત, ગંભીર અને તેજસ્વી હતી. બાહ્ય જગતનું ભાન હજી પણ આવ્યું નહોતું.

તોતાપુરી આ ભવ્ય દૃશ્ય આશ્ચર્યવત્ જોતા ઊભાજ રહ્યા. તેઓ સ્વગત બોલ્યા કે, “આ શું સત્ય છે? મને જેની સાધના કરતાં ચાળીસ વર્ષ વીતી ગયાં, તે સાધનાની સિદ્ધિ આ પુરુષને એકજ દિવસમાં પ્રાપ્ત થાય, એ શું શકય છે?” તેમને શંકા પડી, એટલે ફરી વાર પણ તેમણે તપાસ કરી જોઈ. હૃદય ધબકે છે કે કેમ અથવા તો શ્વાસોચ્છ્વાસ ચાલે છે કે કેમ, એ વિષે તેમણે ફરીથી ખાતરી કરી જોઇ; છતાં ચેતનની કશીજ

નિશાની ન જણાઇ. આશ્ચર્યાનંદમાં આવી જતાં તેમનાથી તાણીને બોલી જવાયું કે, "ભલા ભગવાન! આમાં ને ચમત્કારમાં શો ફેર હશે?" નિઃસંશય એ નિર્વિકલ્પ સમાધિ હતી. અદ્વૈત સાધનાનું એ અંતિમ ફળ હતું.

તોતાપુરીએ શ્રીરામકૃષ્ણના મનને નીચે બાહ્ય જગતમાં આણવાને તાબડતોબ પગલાં લીધાં. પંચવટીની નાની શી ધ્યાનકુટીર ભવ્ય સ્વરે બોલાતા 'હરિઃ ૐ' ના પવિત્ર મંત્રોચ્ચારથી ગૂંજી રહી. ધીમે ધીમે શ્રીરામકૃષ્ણ બાહ્ય ચેતનમાં આવવા લાગ્યા. તેમણે પોતાની આંખો ખોલીને જોયું તો પોતાના ગુરુ પોતાના તરફ જોઈ રહ્યા હતા; તેમની દૃષ્ટિમાં કોમળતા અને ધન્યવાદ માતાં નહોતાં. લાયકીવાળા શિષ્યે તેમને દંડવત્ ખેંચ્યા, જેનો ગુરુએ તેમને છાતીસરસા ચાંપીને પ્રત્યુત્તર વાળ્યો.

તોતાપુરી કોઇ સ્થળે સામાન્ય રીતે ત્રણ દિવસ કરતાં વધારે રોકાતા નહિ; છતાં આ પ્રભાવશાળી નવા શિષ્યને સર્વોપરી શિખરે સ્થાપવાની તેમને ઇચ્છા હતી, એટલે તેઓ દક્ષિણેશ્વરના બાગમાં અગિયાર માસ સુધી રહ્યા હતા. હવે જે કેટલાક રસિક પ્રસંગો બન્યા હતા, તેમનું દિગ્દર્શન કરીશું. આ મહાન સાધુ સાથે શ્રીરામકૃષ્ણનો કેવો નિકટ સંબંધ જામ્યો હતો તે પર એ પ્રસંગો પુષ્કળ પ્રકાશ પાડે છે.

× × ×

જળપાત્ર, ચીપિયો, મૃગચર્મ અને શરીર ઢાંકવાની ચાદર આટલી ચીજો તોતાપુરીની પૂંજીમાં હતી. જળપાત્રને દરરોજ અજવાળતા. ધ્યાનમાં બેસવાની તેમની નિત્ય ટેવ જોઇ એક દિવસ શ્રીરામકૃષ્ણે કહ્યું કે, "તમે તો સર્વોત્તમ જ્ઞાન પામી ચૂકયા છો, છતાં ધ્યાનની આટલી દરકાર કેમ રાખતા હશો?" પોતાનું જળપાત્ર બતાવીને તોતાપુરીએ શાંતિથી કહ્યું કે, "જુઓ, આ કેવું ઝગઝગે છે! હું તેને દરરોજ અજવાળતો ન હોઉં તો એવું દેખાય? અંતઃકરણનું પણ એમજ છે. મનુષ્ય એને દરરોજ ધ્યાન–ભજનથી ન અજવાળે તો તેના પર પણ કાટ ચઢે." આ વચનમાં રહેલું સત્ય સ્વીકારતાં શ્રીરામકૃષ્ણે પ્રશ્ન ઉલટાવ્યો કે, "પણ જળપાત્ર સોનાનું હોય તો તો પછી તેને દરરોજ ઘસવાની જરૂર નજ રહે ને?" ગુરુએ સસ્મિત સંમતિ આપી કે, "હા, એ વાત ખરી." × × × ×

તોતાપુરી ઘણા સારા સંસ્કાર લઇને જન્મ્યા હતા. બચપણથીજ તેમનું મન અત્યંત સરળ હતું, ગુરુશાસ્ત્રમાં અટળ શ્રદ્ધા હતી, મોક્ષની અને સંતસમાગમની ઇચ્છા પ્રબળ હતી; એટલુંજ નહિ પણ એવા પ્રકારનાં જે જે સાધનો મળી જાય તેનો પૂરેપૂરો સદુપયોગ કરતા હતા અને તેથીજ ક્રમે ક્રમે તેઓ નિર્વિકલ્પ સમાધિની ટોચે પહોંચ્યા હતા. સામાન્ય

મનુષ્યોને મનનો ચાંચલ્યદોષ સતાવે છે, તેવી સતામણી તેમને નહોતી થતી. તેઓ સ્વપ્રયત્ન અને સ્વાશ્રયમાં માનનારા હતા. મનુષ્યનું પ્રારબ્ધ ઘડનાર કોઇ કર્મફળ-દાતા શ્રેષ્ઠ સત્તા છે, જેના સહકાર વિના જીવન પાંગળું બને છે, એવી માન્યતામાં તેમને વિશ્વાસ નહોતો. પોતે કોઇ પણ કામ કરવાનો સંકલ્પ એક વખત કરી લેતા, એટલે તેને સફળ કર્યા વિના રહેતા નહિ. તેમની આ ટેવ જીવનભરની હતી. મનુષ્યને ઇંદ્રિયો ઘસડી જાય છે અને તેને દુઃખી દુઃખી કરી મૂકે છે, એવો વિચાર સાંભળતાં સ્વાભાવિક રીતે તેમને હસવું આવતું. પોતાની ઇચ્છા પ્રમાણે સારાયે વિશ્વને નચાવતી, બ્રહ્મની સનાતન અને નિત્યસહચારિણી માયાની પ્રચંડ શક્તિનો તેમને મુદ્દલે ખ્યાલ નહોતો. તેમની સમજણમાં રહેલી આ ઊણપ શ્રીરામકૃષ્ણના સંસર્ગથી પુરાઇ હતી. એ માયાની ઉપેક્ષા કદી થઇ શકે તેમ નથી, એ વાત તેઓ શ્રીરામકૃષ્ણ પાસેથી શીખ્યા હતા. તેમણે દક્ષિણેશ્વર છોડ્યું તે પહેલાં તેમને બ્રહ્મની એ અગમ્ય શક્તિને દેહભાવે મસ્તક નમાવવું પડ્યું હતું અને બીજા જે ઘણાખરા સાધનસંપત્તિ વિનાના અભેદવાદી શુષ્ક વેદાંતીઓ આત્મભાવનું મહત્ત્વ દેહભાવમાં આરોપી લઇ અક્કડ, ફક્કડ, માલખાઉ, દેહાભિમાની અને ધન-ધામ, જૂઠપ્રપંચ તથા માનબડાઇના ઉપાસક બની રહે

છે એવા તેઓ નીવડ્યા નહોતા.

યુવાવસ્થામાંથીજ તોતાપુરી અદ્વૈતવાદ માનતા થયા હતા, એટલે તેમને મન આધ્યાત્મિક પ્રગતિના સાધનરૂપે ભક્તિની કશી કિંમત નહોતી. ભક્ત પોતાના ઇષ્ટની ખાતર બધા અંગત અને સ્વાર્થી વિચારોને ધીમે ધીમે તિલાંજલિ આપતાં શીખે છે, તેમ તેની વૃત્તિમાં એકાગ્રતા આવે છે, એ વાત તેમને ગળે ઊતરવાની હજી બાકી હતી. સાચો પ્રભુપ્રેમ હોય તોજ મનુષ્ય પરમપદનો ખરો અધિકારી થાય છે, એ સત્યની તેમને હજી પ્રતીતિ નહોતી. પ્રાર્થના, ભજન, નામસ્મરણ વગેરે ભક્તિનાં સાધનો તેમને મન નિરર્થક જેવાં હતાં. ભાવાવેશને પણ ધતિંગ જાણીને તેઓ હસી કાઢતા હતા. આટલું છતા તેઓ નાસ્તિક તેમ ઈશ્વરાનુરાગથી વંચિત પણ નહોતા. શ્રીરામકૃષ્ણ જ્યારે ભક્તિપ્રધાન ભજનો ગાતા, ત્યારે તોતાપુરીની આંખોમાંથી આંસુ વહેતાં. શાંત ભક્તિ પર તેમને પ્રેમ હોવા છતાં સ્વામી, પુત્ર કે પ્રિયતમરૂપે પ્રભુને ભજી શકાય છે અને તેને એવી રીતે ભજતાં પરમાત્મસાક્ષાત્કાર સત્વર થઇ શકે છે, એ વાતનો તેમને કશો ખ્યાલ નહોતો. ભક્તોનો પોતાના ઇષ્ટ પ્રત્યેનો ઉત્કટભાવ, પ્રાર્થના, વિરહપીડા, રુદન, હાસ્ય, નૃત્ય વગેરે ભાવપ્રધાન ઉત્તમ વૃત્તિઓ તોતાપુરીને મન પાગલપણાની નિશાનીઓ હતી. એ રસ્તે ભક્તને

પરમ પદાર્થની પ્રાપ્તિ થઇ શકે છે એ પણ તેઓ માનતા નહોતા. તોતાપુરી અને તેમના સમર્થ શિષ્ય વચ્ચે આ વિષય પર વારંવાર ચર્ચા ચાલતી હતી.

નાનપણમાંથીજ શ્રીરામકૃષ્ણને સવાર–સાંજ હરિનાં જુદાં જુદાં નામો બોલી જવાની ટેવ પડેલી હતી. એ નામસ્મરણ તેઓ તાળી પાડીને કરતા અને એ નામોમાં જે શબ્દાર્થ રહેલો હોય છે, તે અર્થાકાર વૃત્તિ થવાને લીધે કોઇ કોઇ વાર ભાવાવેશમાં આવીને નાચવા પણ મંડી જતા. "હરિ બોલ, હરિ બોલ" "**हरिरेव गुरुः गुरुरेव हरिः!**" "ઓ ગોવિંદ મમ જીવન!" "કૃષ્ણ મન, કૃષ્ણ પ્રાણ, કૃષ્ણ જ્ઞાન, કૃષ્ણ ધ્યાન, કૃષ્ણ ભાન, કૃષ્ણ સાન!" "તું વિશ્વ અને વિશ્વ તુંમાં વસે છે!" "હું જંત્ર, જંત્રી રહ્યો તું વગાડી!" વગેરે ધૂનો તેઓ કેટલોક વખત સુધી મોટેથી નિત્ય બોલતા. પરમસાક્ષાત્કાર પછી પણ તેમની આ ટેવ ગઇ નહોતી. એક દિવસ તેઓ તોતાપુરી સાથે આધ્યાત્મિક ચર્ચા કરી રહ્યા હતા તેવામાં સંધ્યા પડી. પોતાના નિત્ય નિયમ મુજબ તેમણે હરિનામની ધૂન જગાવવા માંડી અને સાથે સાથે તાળીઓ પણ પાડવા માંડી. જે ક્રિયા શરૂના સાધક માટે ઉપયોગી ગણાય તે ક્રિયા આ પ્રમાણે શ્રીરામકૃષ્ણ જેવા મુક્તાત્માને આચરતા જોઇને તોતાપુરી આશ્ચર્ય પામ્યા.

તેમણે તિરસ્કારયુક્ત હાસ્ય કરીને શ્રીરામકૃષ્ણને પૂછ્યું: "કેમ કંઇ આમ તાળીઓ પાડીને રોટલા ઘડી રહ્યા છો કે શું?" શ્રીરામકૃષ્ણ પણ હસ્યા અને બોલ્યા કે, "કેવી અક્કલ વિનાની વાત! હું હરિનામ લઇ રહ્યો છું તેને આપ રોટલા ઘડવાની સાથે સરખાવો છો! શરમ! શરમ!!" તોતાપુરીના મોં પર સ્મિત ફરક્યું. તેમણે વિચાર્યું કે માણસ કંઇ સાધારણ નથી. આવી રીતે હરિ ભજવામાં પણ તેમનો કંઇ અગત્યનો હેતુ હશે! આથી તેમણે એ વાત એટલેથીજ દબાવી દીધી.

બીજે પ્રસંગે સમીસાંજના શ્રીરામકૃષ્ણ પોતાના ગુરુ પાસે ધૂણી નજીક બેઠા હતા. બંને વચ્ચે વેદાંતની ચર્ચા ચાલતી હતી, એવામાં બાગનો નોકર આવીને હુક્કો ભરવાને ધૂણીનો દેવતા લેવા લાગ્યો. પ્રથમ તો તોતાપુરીની નજર તેના તરફ ગઇ નહિ પણ તેને જોયો એટલે તરતજ તેઓ રાતાપીળા થઈ ગયા. ધૂણીને અપવિત્ર કરવા માટે તેને ગાળો ભાંડવા લાગ્યા અને ચીપિયાથી ટીપી નાખવાની ધમકી આપવા લાગ્યા. "શરમ છે!" અર્ધ ચેતનાવસ્થામાં ખડખડાટ હસતાં હસતાં શ્રીરામકૃષ્ણ ફરી ફરીને એ શબ્દો બોલ્યા. શિષ્યના આવા વિચિત્ર વલણથી આશ્ચર્ય પામી તોતાપુરી બોલી ઊઠ્યા કે, "હસવું કેમ આવે છે? એ માણસ શું બેહૂદી રીતે નહોતો વર્ત્યો?" શ્રીરામકૃષ્ણે હસતાં

હસતાં કહ્યું કે, "એ વાત સાચી છે, પણ આપ હમણાંજ કહેતા હતા કે, કેવળ બ્રહ્મજ સત્ય છે અને વિશ્વનો પ્રત્યેક પદાર્થ તેના આવિષ્કારરૂપ છે; છતા બીજીજ ક્ષણે આપ તે સર્વ ભૂલી જઇ એ માણસને મારવા જતા હતા; એટલે માયાની સત્તા કેવી પ્રબળ છે, એ જોઇને મને હસવું આવ્યું." આ શબ્દો સાંભળીને તોતાપુરીના મોં પર ગંભીરતા છવાઇ ગઇ. થોડે મિનિટ મૌન રહ્યા પછી તેઓ બોલ્યા કે, "ખરી વાત ક્રોધમાં જ્ઞાનનું ભાન ન રહ્યું. સાચેજ ક્રોધ બહુ ભયંકર શત્રુ છે. હવે એવું નહિ કરૂં." પોતાની આ પ્રતિજ્ઞા તેમણે પાળી પણ હતી.

માયાના અતર્ક્ય લક્ષણોને વિષે શ્રીરામકૃષ્ણ કહેતા કે, "અહીં કાંટો નથી, એવા વિચારો આંખો મીચીને ભલે કરીએ, પણ કાંટો ભોંકાય ત્યારે બૂમ પાડી ઊઠીએ છીએ. આત્મભાવે જન્મ, મરણ, સદ્‌ગુણ, દુર્ગુણ, દુઃખ ભૂખ, તરસ કશુંજ નથી અને સચ્ચિદાનંદ પરમાત્મ સ્વરૂપ છીએ, એમ ભલે કલ્પના કરીએ; પણ શરીરમાં કોઈ પીડા થાય અથવા તો લાલચોથી મન ઘેરાઇ જાય ત્યારે આપણે એ તત્ત્વજ્ઞાનની બડી બડી વાતો વીસરી જઇને મૂંઝાઇ જઇએ છીએ. * * * જીવ અને બ્રહ્મ વચ્ચે માયા–જગદંબા છે. દયા લાવીને તે જ્યાં સુધી બાજુ પર ખસી જતી નથી, ત્યાંસુધી જીવને બ્રહ્મને

સાક્ષાત્કાર થતો નથી; માટે આપણે ગમે તેટલા તર્ક કરીએ પણ તેની સહાય વિના બધું ધૂળ પર લીંપણ કરવા જેવું છે.” શ્રીરામકૃષ્ણ પર જગદંબાની ખાસ કૃપા ઊતરી ચૂકી હતી, એટલે તેમનામાં જીવનનાં કષ્ટો તરી જવાનું સામર્થ્ય આવ્યું હતું; પણ તોતાપુરીને હજી એ વાતની ખબર નહોતી; એટલે તેઓ સ્વાભાવિક રીતે એમજ ધારતા હતા કે, શ્રીરામકૃષ્ણ પોતાનાજ પ્રયત્નથી ઉચ્ચ અવસ્થા મેળવી શક્યા છે. તોતાપુરીજીની એ ભૂલ ભાગનારો એક નવીન પ્રસંગ બન્યો. તોતાપુરીની શરીરસમૃદ્ધિ અને જઠરા પણ સારી હતી તથા ગાઢ નિદ્રા આવતી. તેમનું મન પણ હંમેશાં પ્રસન્ન રહેતું; પણ બંગાળમાં થોડાક માસ રહ્યા પછી તેમના મજબૂત શરીર પર ત્યાંનાં હવાપાણીની માઠી અસર થયા વિના રહી નહિ. તેમને ઝાડાનું દર્દ લાગુ પડયું. દિવસરાત પેટમાં અમળાટ થયા કરવાથી ધ્યાનમાં ડખલ પહોંચતી અને તેથી તેમના સુશિક્ષિત મનની સમતા ડગી જવાનો પ્રસંગ આવતો. વ્યાધિ થવા પહેલાં તેમને ત્યાંનાં હવાપાણી ઓછાં અનુકૂળ લાગવાથી સ્થળફેર કરવાનો ખ્યાલ આવ્યો હતો; પણ કેવળ શરીરને ખાતર શ્રીરામકૃષ્ણનો આનંદપ્રદ સહવાસ જતો કરવાનું તેમને ગમ્યું નહોતું. “વ્યાધિ થયા પછી પણ વ્યાધિ એ શરીરનો ધર્મ છે, ગમે ત્યાં જવા છતાં

પ્રારબ્ધ થોડુંજ છોડે એમ છે? શરીર જ્યારે ત્યારે પડવા માટેજ સરજાયલું છે, એટલે એ માટીના માળખાની તે પરવા કરવાની હોય ? પોતે આત્મા છે, શરીર નથી.” આવા આવા આશ્વાસનથી મનને શાંત કરીને તેઓ દક્ષિણેશ્વરમાંજ રહ્યા હતા, પણ દર્દ વધ્યું તેમ તેમ દક્ષિણેશ્વર છોડવાનો વિચાર તો થતો ચાલ્યો; પણ તેઓ એ વિષે શ્રીરામકૃષ્ણને વાત કરીને જવાની રજા લઈ શક્યા નહિ. તોતાપુરીનું શરીર દુર્બળ થવા માંડેલું જોઇને શ્રીરામકૃષ્ણે તેમને માટે યોગ્ય ખોરાક અને ઔષધિનો પ્રબંધ કર્યો, પણ તેથી કાંઇ સુધારો થયો નહિ. તેમના કહેવાથી મથુરે સારવારની ગોઠવણ કરી, પણ તેથીયે કાંઇ વળ્યું નહિ. શરીર પીડાવા છતા પણ સ્વામીજીનું મન કાબૂમાં રહી શક્યું હતું, એટલે તેઓ ઇચ્છાનુસાર અંતર્મુખ થઇને શરીરની બધી પીડા ભૂલી જતા. એક રાત્રે તેમને એવી તીવ્ર વેદના થઇ આવી કે કેમે કરીને શાંત પડે નહિ. મનને પરમાત્મામાં જોડવાનો તેમણે પ્રયત્ન કરી જોયો, પણ મન શરીરપીડાના ખ્યાલમાંજ પરોવાતું. ફરી ફરીને તેમણે પ્રયત્ન કરી જોયો, છતાં ફાવ્યા નહિ; તેથી તેઓ પોતાના શરીર અને મન પર ચિડાઇ ગયા: “ આ દુષ્ટ શરીરને લીધેજ આજે મન અંકુશ ખોઇ બેઠું છે. હું શરીર નથી એનું સ્પષ્ટ ભાન છતાં પણ હજી તેનો સંબંધ ચાલુ રાખીને

મારે દુઃખી શા માટે થયા કરવું ? એવા શરીરને જેમ તેમ નભાવી લેવામાં શો લાભ ? માટે ગંગામાં પડી તેને છોડી દઇને વ્યાધિનો અંત આણીશ." આવો નિશ્ચય કરીને તોતાપુરી સાવધ બન્યા. પછી મનને બ્રહ્મ-માં જોડી દઇ ધીરે ધીરે તેઓ જળમાં પ્રવેશ કરવા લાગ્યા, પણ આ શું હતું ? આજ રાત્રે ગંગાજીનાં જળ શું સુકાઈ ગયાં હતાં ? અથવા શું એ મનનો કેવળ ભ્રમ હતો ? લગભગ સામે પાર પહોંચતા સુધી તોતા-પુરી જળમાં ચાલતાજ રહ્યાં, પણ તેઓ ડૂબી શકે તેટલાં ઊંડાં પાણીજ આવ્યાં નહિ ! અંધકારની વચ્ચે છાયાની પેઠે ઊભેલાં કિનારા પરનાં વૃક્ષો અને ઘરો તેમની નજરે પડ્યાં. તેઓ આશ્ચર્યમુગ્ધ થયા. તેમણે વિચાર્યું કે, "માયાની શી લીલા ! મને ઉદરમાં સમાવી લેવાને ગંગા પાસે આજે પૂરતું જળ પણ ન મળે ! બ્રહ્મનો શો વિચિત્ર ખેલ !" એકાએક તેમના મન પર પડેલો આવરણનો પડદો ખસી ગયો, બુદ્ધિ અંજાઇ ગઈ અને રક્ષક તરીકે મહાશક્તિ જગદંબા છે એમ સમજાયું; અને એ પણ સમજાયું કે જે નિરંજન નિરા-કાર અને સર્વથી પર એવા પરમાત્મસ્વરૂપનું જીવન-ભર ધ્યાન–ચિંતન કર્યા કરીને હૃદયનો બધો ભાવ જેને ચરણે રેલ્યો હતો, તે પરબ્રહ્મસ્વરૂપે પણ એ જગદંબા પોતેજ હતી ! એકજ પદાર્થની બે અવસ્થાઓરૂપે બ્રહ્મ

અને શક્તિ એક અને અભેદ્યજ હતાં.

આમ રાત્રિની ગંભીર શાંતિમાં જગદંબાની અને પરમાત્માની સર્વવ્યાપકતાનો સાક્ષાત્કાર તોતાપુરીએ કર્યો અને તેથી તેઓ પણ ભાવાવેશમાં આવી વારંવાર તેનું સ્મરણ કરવા લાગ્યા. આ પ્રમાણે પ્રેમભીના અંતઃકરણથી તેઓ પાછા દક્ષિણેશ્વર આવ્યા. શરીર-પીડા હજી શાંત પડી નહોતી, પણ તેની અસર તો મન પર થતી બંધ પડી ગઇ હતી. આ આનંદપ્રદ અનુ-ભવથી તેમનું સમસ્ત શરીર રોમાંચ અનુભવી રહ્યું હતું. એવી અવસ્થામાં તેઓ પાછા આવી ધૂણીની પાસે પોતાના નિત્યના આસન પર બેસી ગયા અને રાત્રિનો શેષ ભાગ જગદંબાનું સ્મરણ કરવામાં પસાર કર્યો.

બીજી સવારે જ્યારે શ્રીરામકૃષ્ણ સ્વામીની તબિયત જોવાને આવ્યા, ત્યારે તેઓ જાણે બદલાઇજ ગયા હોય એવી સ્થિતિમાં તેમને જણાયા. તેમનો ચહેરો આનંદ-થી પ્રફુલિત હતો અને શરીરમાં વ્યાધિની કંઇ અસર જણાતી નહોતી. રાતે જે જે બની ગયું તેની વાત કરવાને માટે તેમણે શ્રીરામકૃષ્ણને પાસે બેસાડ્યો અને કહ્યું કે, “ આ વ્યાધિ તો મને મોટા મિત્રરૂપ નીવડ્યો છે. ગઇ રાત્રે મને જગદંબાનાં દર્શન થયાં અને તેની કૃપાથી મારો વ્યાધિ પણ ગયો છે. અહો ! મારામાં

કેટલું ઘોર અજ્ઞાન હતું ! હવે અહીંથી જવાની રજા જગદંબા પાસે અપાવો. મને સમજાય છે કે, આ નવો પાઠ શીખવા માટે તેણેજ મને અહીં આટલો વખત રોક્યો છે. અહીંથી જવાનો વિચાર મને ઘણી વાર આવ્યો હતો અને હું તમારી રજા લઉં લઉં કરી રહ્યો હતો; પણ એ વિષે જ્યારે જીભ ઉપાડવાનું કરતો ત્યારે કોઇ જાણે મને બોલતાંજ અટકાવી દેતું અને ચર્ચાના બીજાજ વિષયો વચ્ચે આણીને મારા રજા લેવાના વિચારને તોડી પાડતું !" આ સાંભળી શ્રીરામકૃષ્ણ હસ્યા અને બોલ્યા કે, "કેમ આપે તો મારી માનેજ માનવાની ના પાડી હતી; તેના અસ્તિત્વનો ઉચ્છેદ કરવાને મારી સાથે દલીલોમાં પણ આપ ઊતરતા હતા ! હવે આપને લાગે છે કે મા સત્ય છે. ઘણા સમય પહેલાં તેણેજ મને શીખવ્યું છે કે, અગ્નિ અને તેની દાહશક્તિની માફક, બ્રહ્મ અને શક્તિમાં અભેદ પ્રવર્તે છે."

દક્ષિણેશ્વરમાં તોતાપુરીને જે પાઠ મળ્યો હતો તેનો ટૂંક સાર શ્રીરામકૃષ્ણના શબ્દોમાં આ રીતે આપી શકાય: "કર્તા, ભર્તા કે, સંહર્તારૂપે નહિ, પણ નિષ્ક્રિય તત્ત્વરૂપે જ્યારે પરમાત્માનો વિચાર આવે છે, ત્યારે હું તેને બ્રહ્મ, પુરુષ કે નિરાકાર ઇશ્વરરૂપે ઓળખું છું. કર્તા, ભર્તા કે સંહર્તારૂપે અર્થાત્ સક્રિય તત્ત્વરૂપે જ્યારે

તેનો વિચાર કરું છું, ત્યારે હું તેને શક્તિ માયા, પ્રકૃતિ કે સાકાર ઈશ્વરરૂપે ઓળખું છું; પણ ખરૂં જોતાં બ્રહ્મ અને શક્તિ વચ્ચે—સાકાર અને નિરાકાર ઈશ્વર વચ્ચે ભેદ નથી. દૂધ અને તેના શ્વેતરંગની પેઠે નિરાકાર અને સાકાર એકજ છે; હીરો અને તેના તેજની પેઠે બંને ઓતપ્રોત છે; સર્પ અને તેની વાંકીચૂકી ગતિની માફક ઉભય એકબીજાથી અભિન્ન છે. સાપનું ચિંતન કરો, એટલે તેની ભુજંગી ગતિનો વિચાર પણ આપોઆપ ડોકિયું કરશે. બ્રહ્મ અને શક્તિ વચ્ચેનો સંબંધ પણ આવો છે.”

તાંત્રિક સાધનામાં ગુરુ બનેલાં ભૈરવી બ્રહ્માણી, ગુરુદેવે જ્યારે સંન્યસ્ત દીક્ષા લીધી ત્યારે દક્ષિણેશ્વરમાં હતાં. તેમણે શ્રીરામકૃષ્ણને ચેતવ્યા હતા કે, “એ સાધુ તોતાપુરી સાથે વધારે સંબંધ રાખવા જેવું નથી; કેમકે તે લૂખા અદ્વૈતવાદનો હિમાયતી હોવાથી તમે ભક્તિ અને પ્રેમ ખોઇ બેસશો.” પણ ગુરુદેવ તો પોતાનેજ માર્ગે ચાલ્યા હતા, એ કહેવાની જરૂર નથી.

તોતાપુરી દક્ષિણેશ્વરથી ગયા પછી બ્રહ્માકાર વૃત્તિમાં રહેવાનો શ્રીરામકૃષ્ણે નિશ્ચય કર્યો અને તેમાંજ પોતાની સર્વ શક્તિઓ કામે લગાડી દીધી. આ અરસામાં તેમના મનની સ્થિતિ એવી રહેતી કે શરીરનું

અને તેની હાજતોનું ભાન નહોતું રહ્યું. તેઓ અવર્ણ્નીય આનંદમાં રહેતા. આ સ્થિતિમાં તેઓ છ માસ રહ્યા હતા. આ કાળ વિષે ગુરુદેવ કહેતા કે, "જે અવસ્થામાં રહેનારનું શરીર ત્રણ અઠવાડિયાંમાં તો પાકા પાનની જેમ પડીજ જાય, એવી અવસ્થામાં હું લાગલાગટ છ માસ સુધી રહ્યો હતો. રાત કે દિવસની મને ખબર નહોતી. મુડદાંની પેઠે મોંમાં અને નસકોરામાં માંખો પેસી જતી, તેનું ભાન થતું નહિ. ધૂળના થર બાઝીને વાળ ગૂંચાઇ ગયા હતા અને શરીર પણ પડી ગયું હોત; પણ એજ અરસામાં દક્ષિણેશ્વરમાં આવી ચઢેલા કોઇ સાધુની મારા ઉપર દયા ઊતરી. તે મારી સ્થિતિ કળી ગયો અને રક્ષામાં મંડી પડ્યો. તે મારો ખોરાક વખતસર લાવતો અને જુદે જુદે રસ્તે મારા મનને બાહ્યચેતનામાં લાવવાના નિષ્ફળ પ્રયત્ન કરતો. એમ કરતાં મને તે સોટી પણ લગાવી દેતો અને મને જરા પણ ચેતનમાં આવેલો જોતો કે તરતજ તે મારા મોંમાં અન્નનો કોળિયો ઘાલી દેતો, પણ તેમાંથી ઘણુંજ થોડું જઠર સુધી પહોંચવા પામતું. વળી કેટલાક દિવસો એવા પણ વીતતા કે જ્યારે તેના બધા પ્રયત્નો એળે જતા. આની આ રીતે છ મહિના વહી ગયા, પણ છેવટે જગદંબાનો હુકમ છૂટ્યો કે, 'માનવબંધુઓને ખાતર તારે બાહ્યચેતનમાં વિહરવું.' આ પછી સંગ્રહણીનો

વ્યાધિ થયો. આ પીડા પણ ૭ મહિના સુધી રહી. આ રીતે મન ધીમે ધીમે દેહભાવની ભૂમિકા પર આવતું ગયું અને હું મનુષ્યની સામાન્ય અવસ્થામાં આવી રહ્યો; પરંતુ તે છતાં પણ જરા સરખી તક મળતી તો મન પાછું આંતરિક સમાધિમાં આવી જતું !"

* * *

# ગીતાનો સદુપયોગ અને લાભ

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજ સુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાંના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ મુગ્ધ થાય છે, ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે, ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઇ

ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે; કોઈ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે; તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે, અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે, કે જેના વડે માનવી જે કંઇ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાં યુરોપની જાતિઓ ભીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી. એક સમયે બેબિલોનિયનોના ડરથી યુરોપિયનો થરથર કંપતા હતા. એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઈ ગઈ હતી; પરંતુ એ બધી જોરાવર જાતિઓ પણ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ અને આ હિંદુ જાતિ—કે જે કાસ્પિયન, ઝીલ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ (તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સરસ શ્રુતિમંત્રોની લહરીમાં અવગાહન કરતી હતી તે—આજ પર્યંત ટકી રહી છે એનું કારણ શું? અમારા અભિપ્રાય પ્રમાણે એનું

જબરજસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય (અને એ સર્વોત્તમ સાહિત્યના પાલન તથા કથાકીર્તનાદિ વડે તેનો પ્રચાર કર્યા કરનારાઓ) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે કે એના જેવો હિંદુજાતિનો પ્રતિષ્ઠા અને મહત્તાનો સર્વત્ર પ્રચાર કરનારો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુ જાતિ ગુલામ છે, દરિદ્ર છે, છિન્ન ભિન્ન છે અને ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે પરંતુ જ્યારે એ કપિલા ગાય—એ હિંદુ જાતિ—ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકેએક ગાત્ર ઢીલાં ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાનો અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, શ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેંચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટિએ ઇટાલીમાં અને ટોમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બિસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણીખરી નીતિશૂન્ય જાતિઓમાં આ **સદાચાર શાસ્ત્ર**નો પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે એ પ્રજાઓ શરમાઇ

જાઈને હિંદુ જાતિને મસ્તક નમાવે છે અને તેને આદિ-ગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિ-શાસક તરીકે માને છે. ચાર્લ્સ વિલ્કિન્સનને ગીતાનો જે અનુવાદ કર્યો છે તેની ભૂમિકા હેસ્ટિંગ્સ સાહેબે લખી છે. એ ભૂમિકામાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે "**કોઈ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.**" અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સમક્ષ રાખતો; કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ**, માનવના **ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા** અનુભવની **સૌથી મહાન સંપત્તિ** માનતો હતો. જ્યારે તે ગીતાનો "**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि**" એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; તેનું હૃદય નાચી ઊઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા પુસ્તકને **ઇષ્ટદેવની મૂર્તિ** સમાન ગણતો અને તે પુસ્તક હજી સુધી ન્યુયોર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણચાર વાર પ્રેમરુદન કરતો હતો. ચીનાઓએ તો એનુંજ નામ કિશનજી (કૃષ્ણજી) પાડી દીધું હતું

અને હજી પણ તે એજ નામથી ઓળખાય છે અને તેનું અસલ નામ ભુલાઇ ગયું છે.

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દૃશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારેજ છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઈ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી; કેમકે તેમનો કોઇ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવારી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, નિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે એ બધું જો કોઇ વાંચવા માગે, તો તે પાછળ બે–ચાર જન્મ લેવાજ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ,

વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષની કોઈ પણ ભાષામાં એવો કોઇ પણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડ–ચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડ્યા છે, અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સૂઇ રહેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ; પણ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે “**निर्वैरः सर्व-भूतेषु**” નો પાઠ કરીએ છીએ, પણ ઘરમાં તો વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે! આપણે “**युध्यस्व विगतज्वरः**” નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે “**क्लैब्यं मा स्म गमः पार्थ**” નું પારાયણ કરીએ છીએ, પણ મા–બહેનોની આબરૂ

લૂંટાતી જોવા જાણવા છતાં નપુંસકતાજ દર્શાવીએ છીએ ! આપણે "**सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम्**" નો દમ મારીએ છીએ; પણ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ ! આપણે "**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठपरंतप**" ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે મારજ ખાયા કરીએ છીએ ! આપણે "**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**" ની બડાઇ હાંક્યા કરીએ છીએ પણ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી !

ગીતાનો નિત્યપાઠ કરો; તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો; જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભય વાણીનો એક એક એવો નમૂનો છે કે જો આ અભય વાણીનો ભક્ત આદરી બેસે તો તે કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ ! હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ સંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યક્તિ-

ઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ **અભય વાણીનું**–આ **ગીતોપનિષદનું** રામનામની પેઠે રટણ થતું રહે. જેઓ સંસ્કૃતમાં સમજી શકતા નથી, તેઓ પોતાની માતૃભાષામાં વાંચે; અને જેઓ માતૃભાષા પણ જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઈ તેનો વ્યાવહારિક ઉપયોગ કરશે; અથવા કરવા માટે હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું; તે દિવસે આ સંસારમાં એવી કયી પ્રબળ શક્તિ છે કે જે ઘૂંટણિયે પડીને શિર નહિ નમાવે? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઈશું તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને મહાભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

(કલકત્તાના "હિંદુપંચ" ઉપરથી સારાનુવાદ)

# गीताजी एटले ?

१–માનવજીવનની નૌકાને ભવસાગરના દુર્ઘટ ખડકો વચ્ચેથી પસાર કરાવી સદાને માટે સચ્ચિદાનંદમય સાચા સ્વદેશમાં પહોંચાડનારૂં **હોકાયંત્ર.**

૨–જીવનરથનાં વ્યવહાર–પરમાર્થરૂપી પૈડાંને વિકટ સ્થળે પણ ગતિમતિ દેનારી **અખૂટ શક્તિ.**

૩–ઉપનિષદોરૂપી દિવ્ય ગૌમાતાઓનું ભગવાન શ્રી-કૃષ્ણ જેવા અદ્દ્ભુત ભરવાડે દોહી કાઢેલું અને વ્યાસ જેવા અસામાન્ય મહર્ષિએ પણ મહાભારતમાં સરસ પ્રકારે યોજીને સર્વભોગ્ય બનાવેલું સર્વ શાસ્ત્રોનું **સારામૃત.**

૪–વહેમ અને ઉપલકિયા આચાર–વિચારની ગલી-કૂંચીઓમાં રવડતા રોકીને જ્ઞાન–ચારિત્ર્યની સીધી સડકે ચઢાવનારો જુગજૂનો સદાનો સુહૃદ્ **ભોમિયો.**

૫–દૂરથી સાચા ને સુખપ્રદ જણાતા ઝાંઝવાંના જળ જેવા જૂઠા પદાર્થો તરફ જીવને અનેક જન્મોથી તરસાવી–ભટકાવીને દોડાવી મારનારી તથા 'વિદ્યા'નું સાવ ખોટું નામ ધારણ કરીને લોકોને મોહજાળમાં ફસાવી રહેલી પ્રપંચની પૂતળીરૂપ 'અવિદ્યા'ને હાંકી કાઢીને મોક્ષદ્વારની સરલ સુંદર ચાવીઓ સીધી જિજ્ઞાસુનાજ હાથમાં સોંપી દેવા માટે પ્રભુએ પોતે પ્રેરેલી **ભોળી ભટાક બ્રહ્મવિદ્યા.**

૬–નાશવંત શરીરને જીવાત્માના કપડા જેવું, અને

જન્મમરણને જૂનું કપડું બદલી નવું પહેરવા જેવું સમજાવીને તેમાં રહેનારા જીવાત્માને નિત્ય, શસ્ત્રથી ન છેદાય તેવો, અગ્નિથી ન બળે તેવો, પાણીથી ન ભીંજાય તેવો, વાયુથી ન શોષાય તેવો તથા મૃત્યુથી મરે નહિ તેવો હોવાની ખાતરી કરી આપનારૂં **અભયશાસ્ત્ર.**

૭–પોતપોતાની પ્રકૃતિને–ગુણસ્વભાવને–અનુસરતાં શુભ કર્મો ફલાકાંક્ષા ન રાખતાં માત્ર કર્તવ્યદષ્ટિથી બજાવવામાં રહેલો ખરો માનવધર્મ શીખવીને સ્ત્રીઓ, શૂદ્રો તથા પાપીઓ માટે પણ મોક્ષપંથનો અધિકાર જાહેર કરનારો, તથા પ્રત્યેક આતુર મુમુક્ષુને અટળ સાચા સ્વરાજ્યનો નિરંકુશ હક્ક આપનારો **ઇશ્વરી ઢંઢેરો.**

૮–વેદોરૂપી વિશાળ પહાડોનાં ઉચ્ચતમ અધ્યાત્મશિખરો ઉપર પૂર્ણ સ્વતંત્રતાએ વિહરીને જ્ઞાનરૂપી દિવ્ય ગર્જનો વડે જગતને મોહનિદ્રામાંથી જગાડવા મથી રહેલી **અલૌકિક વીજળી.**

૯–સામાન્ય લોકોના ત્રણે તાપ–અને પંડિતોના છએ તાપ–ને દૂર કરી વ્યવહાર તથા પરમાર્થના પંથોને શીતળ તથા ટૂંકા બનાવનારી **અમૃતવૃષ્ટિ.**

૧૦–પાખંડી પ્રપંચીઓએ પાથરેલી ભ્રમજાળમાંથી છોડાવી સત્યરૂપી આકાશમાં વિહરાવનારૂં **વિમાન.**

**ગીતા એટલે તો બસ ગીતા! ગીતા!! ગીતા!!!**

---

# ગીતાજયંતીની જરૂર

પૂનાના ગીતાધર્મ મંડળે માગશર સુદિ ૧૧ નો દિવસ સમસ્ત ભારતવર્ષમાં ગીતા-દિવસ તરીકે ઊજવવાનો નિશ્ચય કર્યો છે. એજ દિવસે મહાભારતવાળું સંસારમાં સૌથી મહાન યુદ્ધ શરૂ થયું હતું અને આપણે પણ ધર્મના રક્ષણાર્થે એજ દિવસથી મહાભારત શરૂ કરવાની આવશ્યકતા છે. આ તિથિ લોકમાન્ય તિલકે નક્કી કરેલી છે અને કેટલાંક વર્ષોથી આ પુણ્યદિવસ ઉજવાય પણ છે. આ દિવસે સમસ્ત દેશમાં ગીતા-પ્રવચનો, ગીતાવ્યાખ્યાનો, ગીતોપદેશ સંબંધી લેખો, ગીતા-પાઠ અને ગીતા-સમાલોચનાઓ કરવાની એ મંડળે સૂચનાઓ કરેલી છે. એ મંડળ ઇચ્છે છે કે, તે દિવસે પ્રત્યેક હિંદુ કમમાં કમ ગીતાના એક અધ્યાયનો પાઠ અવશ્ય કરે અથવા સાંભળે. હિંદુ મહાસભાના દિલ્હીવાળા અધિવેશનમાં પણ એવો ઠરાવ પસાર થયો હતો.

વાસ્તવમાં ઉપરોક્ત મંડળની એ યોજનાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. એમાં તો શંકાજ નથી કે, આ પદ્ધતિથી જનતામાં ગીતાનો કંઇ પણ પ્રચાર

વધશે; અને જેટલો પ્રચાર વધશે તેટલો સંગઠનનો કિલ્લો મજબૂત થતો જશે. અમને તો વિચાર કરતાં મહાન આશ્ચર્ય થાય છે કે, જે જાતિમાં ગીતા જેવો જ્વલંત ઉપદેશગ્રંથ છે, તેનું સંગઠન થતાં આટલી બધી વાર શા સારૂ થાય છે! પરંતુ એ તો ત્યારેજ થઈ શકે, કે જ્યારે ગીતાનો રામનામની પેઠે પ્રચાર થાય અને તેના ઉપદેશોનો આચાર—વ્યવહારમાં ઉપયોગ થવા લાગે. તેથી આ ગીતા—દિવસને મહાન મહોત્સવનું રૂપ અપાવું જોઇએ. તે દિવસે "**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः**" ના તુમુલ નિનાદથી ભારતવર્ષના વાયુમંડળને ભરપૂર કરી દેવું જોઇએ. એ દિવસે બલુચિસ્તાનથી આસામ અને હિમાલયથી કન્યાકુમારી સુધી "**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रूनूभुंक्ष्व राज्यं समृद्धम् ॥**" ની એવી બુલંદ ગર્જના થવી જોઇએ, કે જેથી વિરાટ હિંદુજાતિનાં ફેફસાંમાં ગરમ લોહી ધસી આવે અને સંગઠનનો સુદૃઢ દુર્ગ રચવાને બુદ્ધિપૂર્વક આગળ ધસે.

("હિંદુપંચ"ના એક અગ્રલેખને આધારે)

---

# ગામઠી ગીતા

## ધરતચડો કહે છેઃ—

ધરમ છેતરમાં ને કુરુ છેતરમાં,
એ ઘડીકમાં બાઝી મરે—
હંજયડા ઘડીકમાં બાઝી મરે;
(એવાં) મારાં છૈયાં ને મારા ભાઇનાં સોકરાં (૨)
ભેળાં થઇને હું કરે—
હંજયડા ભેળાં થઇને હું કરે ?—૧

## અરજણિયો કે છેઃ—

નાનાંએ મારવા ને મોટાંએ મારવાં,
ને મારવાનો નાં મળે આરો—
કરહણિયા મારવાનો નાં મળે આરો;
એવું તે રાજ કેદ્દીક નાંરે કર્યું તો (૨)
ચીયો ગીગો રહી જીયો કુંવારો ?
કરહણિયા હું તો નથી લડવાનો.—૨

## કરહણિયો કે છેઃ—

અજરામર છે અલ્યા મનખાંનો આત્યમો,
ને માર્યો નાં કોથી મરાય,-
અરજણિયા માર્યો નાં કોથી મરાય;
એવું હમજીને અલ્યા દીધે તું રાછ્યને (૨)
તારા બાપાનું હું જાય,-
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૩
મલક બધો તારી કરવાનો ઠેકડી,
ને હું તો કહી કહીને થાચ્યો,-
અરજણિયા હું તો કહી કહીને થાચ્યો;
આ ખતરીના કુરમેં ચ્યાંથી તુ આવો (૨)
ઉંધા તે પાનિયાનો પાચ્યો,-
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૪
અલ્યા જુધમાં જીતેશ તો રાજ કરેશ ને,
મરેશ તો જાસ ઓલ્યા હરગે,-
અરજણિયા મરેશ તો જાસ ઓલ્યા હરગે;
અલ્યા તારો તે દી જો ધેરજ હોય તો (૨)

આવો તે લાગ શીદ ચૂકુ ?
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૫
મોટા મોટા મહાત્મા ને મોટા પુરસ,
જીણે વાસનામાં મેલ્યો પૂળો,-
અરજણિયા વાસનામાં મેલ્યો પૂળો;
અલ્યા એવાએ જગત હાટુ કરમ ઢહઇડે (૨)
પછે તુ તે ચેઈ વાડીનો મૂળો-
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૬
કરમની વાત બધી આપડા હાથમાં,
ને ફળની નહિ એક કણી,-
અરજણિયા ફળની નહિ એક કણી;
ઈમ ના હોય તો બધાય થઈ બેહે—(૨)
ઓલ્યા દલ્લી તે શહેરના ધણી,-
અરજણિયા મેલ્યને મૂરખાવેડા—૭
(માટે) ઊંધું ઘાલીને જા કરમ ઢહઇડ્યને,
ફળની કર્ય માં ફકર,-
અરજણિયા ફળની કર્ય માં ફકર;

ફળનો દેનારો આલ્યો બેઠો પારભૂડિયો (૨)
તે નથી તારા બાપનો નોકર,–
અરજણિયા મેલ્યને મૂરખાવેડા.—૮

**અરજણિયો કે છેઃ—**

ભરમ ભાજ્યો ને મારો સાંસ્યો ટર્યો છે,
ને ગન્યાંન લાધ્યું મને હાચું,–
કરહણિયા ગન્યાંન લાધ્યું મને હાચું;
તું મારો મદારી ને હું તારો માંકડો (૨)
નચાવે ત્યમ હું નાચું,–
કરહણિયા હું તો હવે લડવાનો.—૯

**હંજયડો કે છેઃ—**

જોગી કરહણિયો ને ભડ અરજણિયો,
ઈ બે જ્યાં થાયે ભેળા,–
ધરતયડા ઈ બે જ્યાં થાયે ભેળા;
મારૂ દલડુ તો ઈમ શાખ્ય પૂરે છે (૨)
તિયાં દહાડી ઉડે ઝી ચેળાં;
ધરતયડા દહાડી ઉડે ઝી ચેળાં.—૧૦



# श्रीमद् भगवद्गीता

## ગુજરાતી સરલાર્થ સહિત

## अध्याय १ लो–अर्जुनविषादयोग

| | |
|---|---|
| ૧ થી ૨ | ધૃતરાષ્ટ્રની ચિંતા. |
| ૩ થી ૬ | પાંડવસૈન્યનું દુર્યોધને કરેલું વર્ણન. |
| ૭ થી ૯ | કૌરવસૈન્યનું વર્ણન. |
| ૧૦ થી ૧૧ | બંને સેનાની તુલના ને દુર્યોધનની આજ્ઞા. |
| ૧૨ થી ૧૯ | સેનાઓમાં થયેલા શંખનાદનું વર્ણન. |
| ૨૦ થી ૨૭ | અર્જુનનો સેનાનિરીક્ષણનો પ્રસંગ. |
| ૨૮ થી ૪૭ | મોહથી વ્યાપ્ત થયેલા અર્જુનની કાયરતા, સ્નેહ અને શોકયુક્ત વચનો. |

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

संजय उवाच ।

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

*

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥
अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

* અધ્યાયની શરૂમાં અપાયલી વિષયવાર અનુક્રમણિકા પ્રમાણે શ્લોકો તથા ભાષાંતર જુદું પડતું બતાવવા સારૂ આ રીતે વધુ જગ્યા મૂકવામાં આવી છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–

હે સંજય ! ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં એકઠા મળેલા, યુદ્ધ કરવા ઇચ્છતા મારા પુત્રો અને પાંડુના પુત્રોએ શું કર્યું ? ૧

સંજય બોલ્યોઃ–

તે વખતે વ્યૂહમાં ગોઠવાયલી પાંડવોની સેનાને જોઇ રાજા દુર્યોધન, આચાર્ય (દ્રોણાચાર્ય) પાસે જઇ (આ) વચન બોલ્યો. ૨

હે આચાર્ય ! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્રે વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડુપુત્રોની આ મોટી સેનાને તમે જુઓ (૩). આ યુદ્ધમાં શૂર એવા ભીમ અને અર્જુન જેવા મોટા ધનુર્ધારીઓ, મહારથી યુયુધાન, વિરાટ અને દ્રુપદ તથા (૪), પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશિરાજ, પુરુષશ્રેષ્ઠ પુરુજિત્, કુંતિભોજ, શૈબ્ય તથા (૫), મહાપરાક્રમી યુધામન્યુ અને વીર્યવાન્ ઉત્તમૌજા, વળી સુભદ્રાપુત્ર (તથા) દ્રૌપદીના પુત્રો આ બધાય મહારથીઓ છે. ૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते॥ ७
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः*॥ ८
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम्॥ १०
अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

संजय उवाच।
तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान्॥१२

* ' जयद्रथः 'ने બદલે ' तथैव च ' એવો પાઠ પણ છે.

હે દ્વિજશ્રેષ્ઠ! હવે આપણામાં જે શ્રેષ્ઠ છે તેઓને તમે સાંભળો. મારા સૈન્યના નાયકો છે તેમને હું તમારી જાણ માટે કહું છું. ૭

આપ તથા ભીષ્મ પિતામહ અને કર્ણ તથા યુદ્ધમાં જય પામનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સૌમદત્તિ તથા જયદ્રથ અને (૮) બીજા ઘણા શૂરાઓ છે; તેઓ સર્વે મારા માટે જીવન ત્યજી દેનારા, અનેક પ્રકારનાં શસ્ત્રો તથા (દંડાદિ) હથિયારો ધારણ કરનારા અને યુદ્ધકુશળ છે. ૯

ભીષ્મવડે રક્ષાયલું આપણું તે સૈન્ય અપૂર્ણ છે અને ભીમવડે રક્ષાયલું એઓનું આ સૈન્ય તો પૂર્ણ છે. ૧૦

(હવે) તમે બધાય (વ્યૂહના) સર્વ પ્રવેશમાર્ગોમાં વિભાગ પ્રમાણે ઊભા રહીને ભીષ્મનુંજ સર્વ તરફથી રક્ષણ કરો. ૧૧

સંજય બોલ્યોઃ—

પછી કૌરવોમાં વૃદ્ધ અને પ્રતાપી પિતામહ, તેને (દુર્યોધનને) હર્ષ ઉપજાવતા સિંહગ-

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥
ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४
पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥
अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥
काश्यश्च परमेश्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् १८
स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

શ્રીરામકૃષ્ણ:—પ્રથમ નિષ્ઠા અને પછી ભક્તિ. ભક્તિ પરિપક્વ થાય એટલે ભાવ આવવા લાગે

( અનુસંધાન માટે જુઓ પાન–૮ )

ર્જના કરીને મોટેથી શંખ વગાડવા લાગ્યા. ૧૨

તે પછી શંખો, નગારાં, મૃદંગ, ઢોલ તથા રણશિંગાં તુરતજ વાગવા લાગ્યાં; (અને) તે શબ્દ ઘણો મોટો થયો (૧૩). તે પછી ધોળા ઘોડા જોડેલા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુન પણ દિવ્ય શંખો વગાડવા લાગ્યા. ૧૪

શ્રીકૃષ્ણ પાંચજન્ય શંખને, અર્જુન દેવદત્ત નામના શંખને, ઉગ્ર કર્મ કરનાર ભીમ મોટા પૌંડ્ર શંખને (૧૫), કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર અનંતવિજય શંખને, નકુલ સુઘોષ નામના શંખને તથા સહદેવ મણિપુષ્પક શંખને (૧૬), તેમજ હે રાજા! ધનુર્ધારી કાશિરાજ, મહારથી શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ તથા અજિત સાત્યકિ (૧૭) અને હે પૃથ્વીપતિ! દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ સૌભદ્ર એ સર્વ જુદા જુદા શંખોને વગાડવા લાગ્યા. ૧૮

આકાશ તથા પૃથ્વીને ગજાવી મૂકતો તે પ્રચંડ નાદ, કૌરવોનાં હૃદયોને ચીરી નાખવા લાગ્યો. ૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥२२॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

---

છે. જ્યારે ભાવ ઘન થાય છે ત્યારે મહાભાવ આવવા માંડે છે અને છેક છેલ્લે પ્રેમ ઉત્પન્ન થાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૫૫૩)

હે રાજન્! પછી શસ્ત્રોના પ્રહાર ચાલુ થયા ત્યારે વ્યવસ્થિત ઊભેલા કૌરવોને જોઇને ધનુષ ઉઠાવીને (૨૦) કપિધ્વજ (અર્જુન) તે વેળા શ્રીકૃષ્ણ પ્રત્યે આ વાક્ય બોલ્યો:-

અર્જુન બોલ્યો:-

હે અચ્યુત! મારા રથને બંને સેનાઓની વચ્ચે ઊભો રાખો (૨૧); જેથી યુદ્ધ કરવા ઇચ્છતા અને વ્યૂહમાં ઊભેલા આ (કૌરવો)ને બરાબર હું જોઇ લઉં કે આ યુદ્ધની તૈયારીમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે? (૨૨). દુર્બુદ્ધિવાળા દુર્યોધનનું યુદ્ધમાં હિત કરવા ઇચ્છતા જેઓ અહીં એકત્ર થયા છે તે યુદ્ધ કરનારાઓને હું સારી રીતે જોઇ લઉં. ૨૩

સંજય બોલ્યો:-

હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને કહેવાયલા શ્રીકૃષ્ણ તે ઉત્તમ રથને બંને સેનાઓની વચ્ચે (૨૪), ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓના અગ્રભાગમાં સ્થાપીને આ પ્રમાણે બોલ્યા:- હે પાર્થ! આ એકઠા મળેલા કૌરવોને તું જો

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा २६
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् २७
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्।

अर्जुन उवाच।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ३०
निमित्तानि च पश्यामि विपरीतानि केशव।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१
न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ३२

(૨૫). પછી અર્જુન, તે બંને સેનાઓમાં ઊભેલા કાકાઓ, પિતામહો, આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ તથા હિતૈષીઓ-ને જોવા લાગ્યો. ત્યાં ઊભેલા તે સર્વ બાંધવોને સારી રીતે જોઇને તે અર્જુન (૨૬,૨૭), અત્યંત કરુણાવડે વ્યાપ્ત થઇને ખેદ કરતો આ (વચન) બોલ્યો:–

અર્જુન બોલ્યો:–

હે કૃષ્ણ! યુદ્ધ કરવા ઇચ્છતા ને સામે ઊભેલા આ સ્વજનને જોઇને (૨૮), મારાં ગાત્રો વ્યથા પામે છે, મુખ સુકાય છે, શરીરમાં કંપ તથા રોમાંચ થાય છે (૨૯), હાથમાંથી ગાંડીવ ધનુષ સરી પડે છે, ચામડી બળે છે, ઊભો રહેવાને હું સમર્થ નથી અને મારું મન જાણે ભમી જાય છે (૩૦); વળી હે કેશવ! હું વિપરીત ચિહ્નો જોઉં છું અને યુદ્ધમાં સ્વજનને હણીને કલ્યાણને જોતો નથી. ૩૧

હે કૃષ્ણ! વિજય, રાજ્ય અને સુખોને હું ઇચ્છતો નથી. હે ગોવિંદ! રાજ્ય, ભોગો કે

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा
एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किंनु महीकृते॥३५
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥
तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान्।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ३७

શ્રીરામકૃષ્ણઃ-સાધુસંગ, હરિનામ, હરિગુણ-ગાન, ઈશ્વરભજન, એ સર્વ તારા રોગનાં ઓસડ છે. હું એમજ કહું છું કે, 'મા' મારે જ્ઞાન જોઇતું નથી; તમારૂં જ્ઞાન અને તમારૂં અજ્ઞાન તમેજ રાખો. મને તો માત્ર તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિ આપો. બીજું કાંઈ મારે નહિ જોઇએ.

(શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૧૨૯)

જીવિતથી અમને શું (ફળ) છે? (૩૨). જેઓને માટે અમને રાજ્ય, ભોગો અને સુખો ઇષ્ટ છે તેઓ આ પ્રાણોને તથા ધનને ત્યજીને યુદ્ધ માટે ઊભા છે. ૩૩

(આમાં) આચાર્યો, કાકાઓ, પુત્રો, પિતામહો, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીઓ છે; તેઓ મને હણતા હોય તોપણ હું તેમને હણવા ઇચ્છતો નથી. ૩૪

હે મધુસૂદન! ત્રૈલોક્યના રાજ્ય માટે પણ હું તેમને હણવા ન ઇચ્છું તો પછી પૃથ્વીને માટે તો કેમજ હણું? (૩૫). હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને અમને શો આનંદ થાય? આ આતતાયીઓને* હણીને અમને પાપજ લાગે (૩૬). તે માટે પોતાના બાંધવ ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવાને અમે યોગ્ય નથી; કેમકે હે માધવ! સ્વજનને હણીને અમે સુખી શી રીતે થઇએ? ૩૭

* આગ લગાડનાર, ઝેર દેનાર, હથિયાર લઇ ધસી આવનાર અને ધન, જમીન કે સ્ત્રી લઇ જનાર.

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥
कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४२॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વર પ્રતિ ભાવ રાખતાં રાખતાંજ ખરેખરા ભાવનો ઉદય થાય છે.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૪૮૧ )

જો કે લોભથી હણાયલી બુદ્ધિવાળા આ (કૌરવો) કુળનો ક્ષય કરવાથી કરાયલા દોષને અને મિત્રદ્રોહના પાતકને જોતા નથી (૩૮); હે જનાર્દન ! કુળના નાશથી કરાયલા દોષને જોતા અમોએ આ પાપથી પાછા હઠવાને કેમ ન સમજવું ? ૩૯

કુળનો નાશ થતાં સનાતન કુળધર્મો નાશ પામે છે અને ધર્મ નાશ પામતાં આખા કુળને અધર્મ દબાવી દે છે (૪૦). હે કૃષ્ણ ! અધર્મના દબાણથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે અને હે વાર્ષ્ણેય ! સ્ત્રીઓ દુષ્ટ થાય ત્યારે વર્ણસંકર (પ્રજા) જન્મે છે (૪૧). વર્ણસંકર (પ્રજા) કુળઘાતીઓના તથા કુળના નરક માટેજ થાય છે; કેમકે તેઓના પિતૃઓ પિંડ અને તર્પણક્રિયા લુપ્ત થવાથી (નરકમાં) પડે છે (૪૨). કુળઘાતીઓના આ વર્ણસંકરકારક દોષોથી સનાતન જાતિધર્મો તથા કુળધર્મો નિર્મૂળ થઈ જાય છે (૪૩). હે જનાર્દન ! જેમના કુળધર્મ નિર્મૂળ થયા હોય એવા મનુષ્યોનો અવશ્ય નરકમાં

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥
यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

संजय उवाच ।

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

---

શ્રીરામકૃષ્ણઃ--વેદાંતવાદીઓ કહે છે કે, આત્મા નિર્લેપ છે. સુખદુઃખ, પાપપુણ્ય એમાંનું કોઈ આત્માને બંધન કરી શકતું નથી, તેમનાથી આત્માને કશી હાનિ થતી નથી; માત્ર દેહાભિમાની લોકોનેજ તેની અસરો ભોગવવી પડે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પૃષ્ઠ ૧૦૮)

વાસ થાય છે, એમ અમે સાંભળ્યું છે. ૪૪

અહો! ખેદની વાત છે કે અમે મોટું પાપ કરવા તૈયાર થયા છીએ; કારણકે રાજ્યસુખના લોભથી સ્વજનને હણવા (અમે) તત્પર થયા છીએ (૪૫). જો સામેથી બચાવનો ઉપાય નહિ કરતા નિઃશસ્ત્ર એવા મને, શસ્ત્રધારી કૌરવો રણમાં હણી નાખે તો તે મારે માટે વધારે કલ્યાણકારક થાય. ૪૬

સંજય બોલ્યોઃ—

આ પ્રમાણે રણભૂમિમાં કહીને શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન, બાણસહિત ધનુષ ત્યજી દઈને રથની (પાછલી) બેઠક ઉપર બેસી ગયો. ૪૭

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "અર્જુનવિષાદયોગ" એ નામનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ.**



# સજ્જનોને સૂચના

૧–પોતેજ પૂર્ણજ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનચારિત્રથી ભરપૂર ઉમદા પુસ્તકો તો હરકોઈ બીજાઓને આપી શકે.

૨–દેશદશાજ એવી છે કે, લખી–વાંચી જાણનારા પણ ઘણાખરા માણસો સારા ગ્રંથ લઈ શકતા નથી; માટે તેઓમાં સારભૂત અને જ્ઞાન–ચારિત્રવર્ધક વાંચન ફેલાવવું એ પણ સજ્જનોનો ખાસ ધર્મ છે.

૩–સારા ગ્રંથ વારંવાર વાંચવા–વિચારવાની જેઓ કાળજી રાખે અને જ્ઞાન સાથે ચારિત્રનો પણ સુધારો વધારો કરતા ચાલે તેમના વ્યવહાર–પરમાર્થ બંને સધાય એમાં સંશય નથી.

૪–વાંચી ન જાણે તેમને સારાં પુસ્તક વાંચી સંભળાવવાં, એ પણ લોકસેવા અને ઈશ્વરસેવાનો ઉત્તમ માર્ગ છે; પરંતુ સ્ત્રીવર્ગમાં તો સ્ત્રીઓએજ એ બજાવવું જોઈએ.

૫–નાના મોટા પ્રસંગો ઉપર બીજા ખર્ચમાં કસર કરીને પણ અતિ અગત્યના માનસિક ખોરાકરૂપ જ્ઞાનચારિત્રવર્ધક વાંચન મહેમાન, પડોશી, મિત્રો, જ્ઞાતિજનો, ગામલોકો વગેરેમાં વહેંચીને તથા વહેંચવા પ્રેરીને ઉમદા રૂઢિરૂપે બનાવવું જોઇએ.

# अध्याय २ जो–सांख्ययोग

આ બીજા અધ્યાયમાં ૧ થી ૧૦ શ્લોક સૈન્યના વર્ણનરૂપે છે. ગીતાનો ઉપદેશ આ અધ્યાયના ૧૧ મા શ્લોકથીજ શરૂ થાય છે. એમાં વિષાદ પામેલા અર્જુનને આત્મજ્ઞાનનો ઉપદેશ છે. પ્રથમ નિષ્કામ કર્મ તથા તેથી થતી અંતઃકરણની શુદ્ધિ મેળવી શમ–દમાદિ સાધનોદ્વારા કર્મ–સંન્યાસ કરીને જ્ઞાનયુક્ત ભક્તિદ્વારા જીવન્મુક્તિનો માર્ગ સૂચવ્યો છે.

૧ થી ૧૦ અર્જુનની કાયરતાના સંબંધમાં શ્રીકૃષ્ણ-અર્જુનનો સંવાદ.

૧૧ થી ૩૦ સાંખ્યયોગનો વિષય ભગવાન શ્રીકૃષ્ણ સમજાવે છે.

૩૧ થી ૩૮ ક્ષાત્રધર્મ અનુસાર યુદ્ધ કરવાની આવશ્યક્તાનું નિરૂપણ.

૩૯ થી ૫૩ નિષ્કામ કર્મયોગનો વિષય.

૫૪ થી ૭૨ સ્થિરબુદ્ધિ પુરુષનાં લક્ષણ અને તેનો મહિમા.

संजय उवाच ।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

श्रीभगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥
क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥
गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं
भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

---

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી ઈશ્વરદર્શન ન થાય ત્યાંસુધી ત્રિગુણાતીત ન થવાય.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૦૪)

સંજય બોલ્યોઃ-

એ પ્રમાણે કૃપાથી વ્યાપ્ત, આંસુભર્યાં વ્યાકુળ નેત્રવાળા અને ખેદ કરતા તે (અર્જુન) પ્રત્યે મધુસૂદન આ વાક્ય બોલ્યા. ૧

શ્રીભગવાન બોલ્યાઃ-

હે અર્જુન ! અનાર્યોએ સેવેલો, સ્વર્ગને નહિ આપનારો અને અપકીર્તિકારક આ મોહ પ્રતિકૂળ સમયે તને ક્યાંથી પ્રાપ્ત થયો ? (૨). હે પાર્થ ! તું કાયર થા નહિ. તારામાં આ ઘટતું નથી. હે પરંતપ ! હૃદયની આ તુચ્છ દુર્બળતાને ત્યજી દઇ તું ઊભો થા. ૩

અર્જુન બોલ્યોઃ-

હે મધુસૂદન! હે અરિસૂદન! પૂજા કરવાને યોગ્ય ભીષ્મ અને દ્રોણ સામે યુદ્ધમાં બાણોથી હું કેમ લડીશ ? (૪). મહાનુભાવ ગુરુજનોને નહિ હણીને આ લોકમાં ભિક્ષાથી મેળવેલું ભોગવવું પણ શ્રેયસ્કર છે; કેમકે ગુરુજનોને હણીને તો અહીં તેમના લોહીથી ખરડાયલા અર્થ અને કામરૂપ ભોગો મારે ભોગવવા પડે! ૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम
यदि वा नो जयेयुः । यानेव हत्वा न जिजीवि-
षामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां
धर्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि
तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमु-
च्छोषणमिन्द्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

संजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

---

શ્રીરામકૃષ્ણ:—બીજાનો ધર્મ ખામીવાળો છે કે નહિ તેનો હું કશો વિચારજ નથી કરતો.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૩૧ )

વળી એ બેમાંનું કયું અમારા માટે શ્રેષ્ઠ છે તે અને અમે જીતીશું કે તેઓ અમને જીતશે, તે અમે જાણતા નથી; જેઓને હણીને અમે જીવવાજ ઇચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના (પુત્રાદિ) સંબંધીઓ અમારી સન્મુખ (યુદ્ધ માટે) ઊભા છે. ૬

દીનતારૂપ દોષવડે જેનો સ્વભાવ હણાઇ ગયો છે એવો ને ધર્મમાં મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું. જે નિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું; શરણે આવેલા મને તમે ઉપદેશ આપો (૭); કેમકે આ પૃથ્વી પર શત્રુ વિનાનું અને સમૃદ્ધિવાળું રાજ્ય પામીને અથવા દેવતાઓનું આધિપત્ય મેળવીને પણ ઇંદ્રિયોને શોષવનારા મારા આ શોકને જે શમાવે તે (ઉપાય) હું જોતો નથી. ૮

સંજય બોલ્યો:–

હે પરંતપ ! એ પ્રમાણે હૃષીકેશને કહીને 'હું યુદ્ધ નહિ કરૂં' એમ ગોવિંદને જણાવીને અર્જુન (પછી) મૌનજ રહ્યો (૯). હે ભારત ! બંને સેનાઓની મધ્યે ખેદ કરતા તે અર્જુનને

श्रीभगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥
न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥
देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥
मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत १४
यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

શ્રીરામકૃષ્ણઃ—તે ઇશ્વરનેજ મુખ્તિયારનામું આપી દો. જે સારૂં હશે તેજ તે કરશે. કોઇ એક સારા માણસના ઉપર વિશ્વાસ રાખીને આપણે અમુક કામ તેને સોંપી જઇએ છીએ તો તે પણ કામ બગાડતો નથી; તો પછી ઈશ્વરને હાથે તો અહિત થાયજ કેમ?

( શ્રીરામકૃષ્ણકથામૃત–પૃષ્ઠ ૫૧૧ )

શ્રીકૃષ્ણ ઉપહાસ કરતા હોય તેમ આ વચન કહેવા લાગ્યા. ૧૦

શ્રીભગવાન બોલ્યાઃ–

તું શોક નહિ કરવા યોગ્યનો શોક કરે છે અને જ્ઞાનીઓનાં વચનો બોલે છે; (પણ) જ્ઞાનીઓ મરેલાંનો કે જીવતાંનો શોક કરતા નથી. ૧૧

હું કદી ન હતો એમ નથી; તેમજ તું ન હતો કે આ રાજાઓ ન હતા (એવું) નથી; અને હવે પછી આપણે બધા નહિ હોઈએ (એમ પણ નથી) (૧૨). જેમ દેહધારીને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત (થાય છે) તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે; ધીર (મનુષ્ય) તેમાં મોહ પામતો નથી. ૧૩

હે કૌંતેય ! ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો તો શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ દેનારા, આવવાજવાના સ્વભાવવાળા અને અનિત્ય છે; હે ભારત! તેઓને તું સહન કર (૧૪); કેમકે, હે પુરુષશ્રેષ્ઠ ! સુખદુઃખને સમાન માનનારા જે ધીર પુરુષને આ (ઇંદ્રિયોના વિષયો સાથેના

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६
अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥
अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८
य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते १९
न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा
भविता वा न भूयः। अजो नित्यः शाश्वतोऽयं
पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१

શ્રીરામકૃષ્ણઃ—શુષ્ક તત્ત્વજ્ઞાન! છટ્ છટ્! કાંઇ કામનું નહિ! કેવળ, શુષ્ક તત્ત્વજ્ઞાનથી માણસ શુષ્ક—કઠોર બની જાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૦૬)

સંબંધો) વ્યાકુળ કરતા નથી, તે અમૃતત્વ (મોક્ષ) પામવાને સમર્થ થાય છે. ૧૫

અસતનો ભાવ (અસ્તિત્વ) નથી અને સતનો અભાવ નથી; તત્ત્વદર્શીઓએ તો આ બંનેનો અંતિમ નિશ્ચય જોયો છે. ૧૬

જે વડે આ સઘળું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ; એ અવ્યય (અવિનાશી)નો વિનાશ કરવાને કોઇ યોગ્ય નથી. ૧૭

નિત્ય, અવિનાશી અને અપ્રમેય (પ્રમાણ આદિથી અગોચર) શરીરધારી (આત્મા)નાં આ શરીરોને નાશવંત કહેલાં છે; માટે હે ભારત! તું યુદ્ધ કર. ૧૮

જે આ (આત્મા)ને હણનાર જાણે છે અથવા જે આને હણાયલો માને છે, તેઓ બંને નથી સમજતા; કેમકે આ (આત્મા) નથી હણતો કે નથી હણાતો (૧૯). આ (આત્મા) કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હોઇને ફરી નહિ હશે એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે; તેથી શરીર હણાવા છતાં હણાતો નથી (૨૦). હે પાર્થ! જે આને

वासांसि जीर्णानि यथा विहाय नवानि
गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय
जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥
नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यःसर्वगतःस्थाणुरचलोऽयं सनातनः ॥२४॥
अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

શ્રીરામકૃષ્ણઃ—કોઈ વાર ઈશ્વર અહંકારને સામટોજ ખેંચી લે છે—જેમ સમાધિ વખતે થાય છે તેમ; પરંતુ ઘણી ખરી વાર તો થોડોક અહંકાર તે રહેવા દે છે. છતાં એવા અહંકારથી નુકસાન નથી. જેમકે બાળકમાં અહંકાર તો છેજ. પાંચ વર્ષનું બાળક 'હું હું' એવું તો કહે છે, પણ તે કોઇનું અનિષ્ટ કરી જાણતું નથી.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૩૭ )

અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે તે પુરુષ કોને કેવી રીતે હણે છે તથા કોને હણાવે છે? (૨૧). જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ આ દેહધારી (આત્મા) જૂનાં શરીરોને ત્યજી બીજાં નવાં (શરીરો)ને પામે છે. ૨૨

આ (આત્મા)ને શસ્ત્રો છેદતાં નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી પલાળતું નથી (કે) પવન સૂકવતો નથી. ૨૩

આ (આત્મા) છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, પલાળી શકાય નહિ તેવો તથા સૂકવી શકાય નહિ તેવોજ છે; એ નિત્ય, સર્વત્ર વ્યાપ્ત, સ્થિર, અચળ તથા અનાદિ છે. ૨૪

(વળી) આ (આત્મા) અવ્યક્ત (ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેવો), અચિંત્ય (મનથી ચિંતવી શકાય નહિ તેવો) અને અવિકારી કહેવાય છે; માટે આને એ પ્રમાણે જાણીને તું શોક કરવાને યોગ્ય નથી. ૨૫

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम्।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥
आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति
तथैव चान्यः। आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥
देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ३०

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥

શ્રીરામકૃષ્ણ:—બાર વરસ સુધી બરાબર દાસત્વ કર્યા વગર પુરશ્ચરણ ફળતું નથી. જો આટલી

( અનુસંધાન માટે જુઓ પાન—૩૨ )

અથવા તું આ (આત્મા)ને સદા જન્મનારો અને મરનારો માને તોપણ હે મહાબાહો ! તું આનો શોક કરવાને યોગ્ય નથી (૨૬); કેમકે જન્મેલાનું મૃત્યુ નક્કી છે અને મરેલાનો જન્મ નક્કી છે; માટે એ અનિવાર્ય વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી (૨૭). હે ભારત ! ભૂતો ઉત્પત્તિ પૂર્વે અપ્રત્યક્ષ, મધ્યમાં પ્રત્યક્ષ અને નાશ પછી ફરી અપ્રત્યક્ષ થાયજ છે; માટે તેમાં શોક કેવો ? ૨૮

કોઇ આ (આત્મા)ને આશ્ચર્ય જેવો જુએ છે, વળી બીજો કોઇ આને આશ્ચર્ય જેવો કહે છે તથા બીજો આને આશ્ચર્ય જેવો સાંભળે છે અને કોઇ તો સાંભળીને પણ આને સમજતોજ નથી. ૨૯

હે ભારત! સર્વના શરીરમાં રહેલો આ દેહ-ધારી (આત્મા) સદા ન હણાય એવો છે; તેથી તું સર્વ પ્રાણીઓનો શોક કરવાને યોગ્ય નથી. ૩૦

વળી સ્વધર્મને જોઇને પણ તું કંપી જવાને યોગ્ય નથી; કેમકે ક્ષત્રિયને ધર્મયુક્ત યુદ્ધથી બીજું શ્રેય નથી (૩૧). હે પાર્થ ! અનાયાસે પ્રાપ્ત

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ३२
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३
अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥
भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ३५
अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥
हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥
सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

---

મુદત સુધી દાસત્વ કરે તો સત્ત્વગુણનો ઉદય થાય.
ત્યાંસુધી તો માત્ર રજોગુણ અને તમોગુણજ.

(શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૩૨૭)

થયેલું, સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો મેળવે છે (૩૨); એમ છતાં જો તું આ ધર્મયુક્ત યુદ્ધ કરીશ નહિ તો સ્વધર્મ અને કીર્તિ ગુમાવી પાપને પામીશ. ૩૩

વળી લોકો લાંબા કાળ સુધી રહેનારી તારી અપકીર્તિ ગાશે અને પ્રતિષ્ઠાવાળાને અપકીર્તિ મરણથી (પણ) વધારે છે. ૩૪

મહારથીઓ તને ભયને લીધે રણમાંથી પાછો હઠેલો માનશે અને જેઓમાં તું બહુ માન પામેલો છે (તેઓમાં) હલકાઈને પામીશ (૩૫); તેમજ તારા સામર્થ્યની નિંદા કરતા તારા શત્રુઓ ન બોલવા જેવાં પુષ્કળ વચનો બોલશે; તેથી વધારે દુઃખ કયું? ૩૬

જો કદી તું હણાઈશ તો સ્વર્ગને પામીશ અથવા જીતીશ તો પૃથ્વીને ભોગવીશ; માટે હે કૌંતેય! યુદ્ધ માટે નિશ્ચય કરીને તું ઊભો થઈ જા. ૩૭

સુખદુઃખને, લાભાલાભને તથા જયપરાજયને સમાન સમજીને પછી યુદ્ધ માટે જોડાઈ જા; એમ (કરવાથી) તું પાપને પામશે નહિ. ૩૮

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९
नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०
व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१
यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ४४

શ્રીરામકૃષ્ણ:—તમે ગમે તેટલા વિદ્વાન થાઓ, પણ જ્યાંસુધી તમારા હૃદયમાં ઇશ્વરભક્તિનો ઉદય ન થાય, જ્યાંસુધી તેને પ્રાપ્ત કરવાને તમે ઉત્સુક ન થાઓ, ત્યાંસુધી તમારી બધી વિદ્વતા ફોકટ છે. (શ્રીરામકૃષ્ણકથામૃત–પૃષ્ઠ ૫૧૦)

આ બુદ્ધિ તને જ્ઞાનયોગમાં કહી. હવે કર્મયોગમાં આ બુદ્ધિ સાંભળ; જે બુદ્ધિથી યુક્ત થઇને હે પાર્થ ! તું કર્મબંધનને ત્યજી શકશે (૩૯). આ( કર્મયોગ )માં આરંભનો નાશ નથી અને દોષ પણ નથી. આ ધર્મનું થોડું પણ ( આચરણ ) મોટા ભયથી બચાવે છે. ૪૦

હે કુરુનંદન ! આ (કલ્યાણમાર્ગ)માં નિશ્ચય સ્વરૂપવાળી બુદ્ધિ એકજ છે; સકામીઓની બુદ્ધિઓ તો બહુ શાખાવાળી અને અનંત છે. ૪૧

હે પાર્થ ! વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, (એ વિના) બીજું નથી એમ કહેનારા, વિષયભોગોમાં તત્પર રહેનારા (૪૨) અને સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા અવિવેકીઓ જન્મરૂપ કર્મફળને આપનારી તથા ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે નાના પ્રકારની પુષ્કળ ક્રિયાઓવાળી પુષ્પિત (પુષ્પવાળા વૃક્ષ જેવી, માત્ર સાંભળવામાં સુંદર) જે આ વાણીને બોલે છે (૪૩), તેનાથી ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત થયેલા તથા મોહ પામેલા ચિત્તવાળા પુરુષોની બુદ્ધિ ( કદાચ )

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ४५
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्माणि ॥ ४७ ॥
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥
दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વર સાકાર છે, નિરાકાર છે અને તે ઉપરાંત પણ કેવો હશે તે તો હું જાણતો નથી. માત્ર નિરાકારજ છે એમ કહીએ તો ન ચાલે. ઇશ્વર આવોજ છે અને આવો નથી એમ કહી શકાયજ નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૪૧૮)

વ્યવસાયાત્મક થાય તોપણ એકાગ્રતામાં સ્થિર થતી નથી. ૪૪

(કર્મકાંડરૂપ) વેદો, ત્રિગુણાત્મક (સંસારરૂપ) વિષયવાળા છે. હે અર્જુન! તું ત્રણે ગુણોથી તથા (સુખદુઃખાદિ) દ્વંદ્વોથી રહિત, નિત્ય ધૈર્યનિષ્ઠ, યોગક્ષેમની (ચિંતા) વિનાનો તથા આત્મનિષ્ઠ થા. ૪૫

નાના જળાશયમાં જેટલો અર્થ સરે છે તેટલો સર્વ તરફથી ભરપૂર વિશાળ જળાશયમાં સરે છે; તે પ્રમાણે સર્વ વેદોમાં બ્રહ્મ જાણનારનો અર્થ સરે છે. ૪૬

તારો કર્મમાંજ અધિકાર છે, ફળમાં કદાપિ નહિ; તું કર્મફળના હેતુવાળો ન થા; તેમજ કર્મ ન કરવામાં તારી પ્રીતિ ન થાઓ. ૪૭

હે ધનંજય! તું યોગમાં સ્થિર થઇ કર્મફળની ઇચ્છા ત્યજીને સિદ્ધિ–અસિદ્ધિમાં સમાન થઇ કર્મો કર; "સમભાવ" (એજ) યોગ કહેવાય છે. ૪૮

હે ધનંજય! (સકામ) કર્મ, બુદ્ધિયોગથી (સમત્વબુદ્ધિયુક્ત નિષ્કામ કર્મથી) ઘણું અધમ છે;

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ५०
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२
श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ५४

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરપ્રાપ્તિ એજ જીવનનો ઉદ્દેશ છે. કર્મ તો શરૂઆતનો પાઠ છે. જીવનનો ઉદ્દેશ કર્મ છે એમ કહેવાય નહિ. નિષ્કામ કર્મ પણ એક પ્રકારનું સાધન છે—લક્ષ્યબિંદુ નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૩૯)

(માટે સમત્વ)બુદ્ધિમાં તું શરણ લે; કેમકે ફળના હેતુવાળા સકામ પુરુષો કૃપણ (પામર) છે. ૪૯

સમત્વયુક્ત બુદ્ધિવાળો (મનુષ્ય) આ (લોક)-માં પુણ્ય અને પાપ બંનેને ત્યજી દે છે, તેથી યોગ (સમત્વ બુદ્ધિ) માટે તું પ્રવૃત્ત થા; "કર્મોમાં કુશળતા" એજ યોગ છે (૫૦); કેમકે કર્મજન્ય ફળ ત્યજીને (સમત્વ) બુદ્ધિવાળા જ્ઞાનીઓ જન્મરૂપ બંધનથી મુક્ત થઇને ઉપદ્રવરહિત પદ(મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. ૫૧

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને ત્યજી દેશે ત્યારે તું સાંભળવા જેવાં તથા સાંભળેલાં (કર્મફળ) તરફ વૈરાગ્યને પામીશ (૫૨). (એ ફળોને) સાંભળવાથી સંશયવાળી થયેલી તારી બુદ્ધિ જ્યારે સમાધિમાં (આત્મસ્થિતિમાં) વિકલ્પ વગરની અને નિશ્ચલ થશે ત્યારે તું યોગને (સમબુદ્ધિને) પામીશ. ૫૩

અર્જુન બોલ્યો:–

હે કેશવ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું? સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે? કેવી

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥
यः सर्वत्रानाभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७
यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८

શ્રીરામકૃષ્ણઃ—વિવેકરૂપી ગળણીમાં ગળાયાથી અનિત્ય પદાર્થો અલગ રહી જાય છે; જો તમારે સંસારમાં રહેવુંજ છે તો ઈશ્વરને ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો. એવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહેવું તેનેજ જ્ઞાનયુકત સંસાર કહે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૫૭૯)

રીતે બેસે—ઇંદ્રિયોનો નિગ્રહ કરે ? અને કેવી રીતે વર્તે ? ૫૪

શ્રીભગવાન બોલ્યા:–

હે પાર્થ ! જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને (મનુષ્ય) ત્યજી દે છે અને આત્માવડે-જ આત્મામાં સંતોષ પામે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

દુઃખોમાં ઉદ્વેગરહિત મનવાળો, સુખોમાં સ્પૃહારહિત અને જેના રાગ, ભય તથા ક્રોધ દૂર થયા છે એવો મુનિ (મનનશીલ) સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૬

જે સર્વત્ર આસક્તિ વિનાનો હોઇ, તે તે શુભ કે અશુભ પામીને આનંદ પામતો નથી કે દ્વેષ કરતો નથી તેની બુદ્ધિ સ્થિર થયેલી છે. ૫૭

જેમ કાચબો સર્વ તરફથી અંગોને સમેટી લે છે, તેમ આ (મનુષ્ય) જ્યારે સર્વ ઇંદ્રિયોના વિષયોમાંથી ઇંદ્રિયોને (ખેંચી લે છે) ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૫૮

विषया विनिवर्तंते निराहारस्य देहिनः।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥
यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥६०॥
तानि सर्वाणि संयम्य युक्त आसति मत्परः।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ६१
ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ६२
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ६३
रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

---

શ્રીરામકૃષ્ણઃ--ત્યાગ કરવાથી માત્ર પાકો અહંભાવજ રહેશે. જેમકે હું ઈશ્વરનો દાસ છું; હું તેનો ભક્ત છું; હું કર્તા નથી; તેજ માત્ર કર્તા છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૧૦૪)

નિરાહારી મનુષ્યના વિષયો વાસના વિના નિવૃત્ત થાય છે; (પરંતુ) પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને એની વાસના પણ નિવૃત્ત થાય છે. ૫૯

હે કૌંતેય! મથી નાખનારી ઇંદ્રિયો પ્રયત્ન કરતા વિદ્વાન પુરુષના મનને પણ બળાત્કારે (વિષયોમાં) ખેંચી જાય છે (૬૦); માટે તે સર્વ ઇંદ્રિયોને વશ કરી સ્થિરચિત્ત અને મારા પરાયણ રહેવું; કેમકે જેની ઇંદ્રિયો વશ હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૧

વિષયોનું ચિંતન કરતા મનુષ્યને તેઓમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે અને કામનાથી ક્રોધ ઊપજે છે (૬૨); ક્રોધથી સંમોહ (વિવેકહીનતા) ઉત્પન્ન થાય છે, સંમોહ-થી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનાશથી બુદ્ધિ-નો નાશ થાય છે અને બુદ્ધિનાશથી સંપૂર્ણ નાશ-ને પામે છે. ૬૩

વશ અંતઃકરણવાળો (મનુષ્ય), રાગદ્વેષરહિત અને સ્વાધીન થયેલી ઇંદ્રિયોવડે વિષયોને ભોગ-વતો (છતાં) ચિત્તની નિર્મળતાને પામે છે. ૬૪

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥
नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ६६
इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥
तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ६८
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः

શ્રીરામકૃષ્ણ:—શાસ્ત્રની બાબતો વિષે વાદ-વિવાદ કરવાની વૃત્તિ ક્યાં સુધી રહે છે? જ્યાં-સુધી ઈશ્વરનો સાક્ષાત્કાર ન થયો હોય ત્યાંસુધીજ. ભમરો ક્યાં સુધી ગણગણે છે? ફૂલ ઉપર ન બેઠો હોય ત્યાંસુધીજ. ફૂલ ઉપર બેસીને મધ ચૂસવા માંડે એટલે જરા પણ અવાજ કરતો નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૫૨૩)

ચિત્તની નિર્મળતા થતાં એનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; કારણકે નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે. ૬૫

અયુક્તને (ચિત્તને વશ ન કરનારને) બુદ્ધિ નથી અને અયુક્ત પુરુષને ભાવના (બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ) પણ નથી; ભાવનારહિતને શાંતિ નથી અને શાંતિરહિતને સુખ ક્યાંથી હોય? (૬૬); કારણકે વિષયોમાં ભટકતી ઇંદ્રિયોમાંની જે ઇંદ્રિય સાથે મન જોડાય છે તે ઇંદ્રિય, આ પુરુષની બુદ્ધિને, જેમ વાયુ જળમાં નાવને ખેંચી જાય છે તેમ ખેંચી જાય છે; (૬૭); માટે હે મહાબાહો! જેની ઇંદ્રિયો સર્વ પ્રકારે (ઇંદ્રિયોના) વિષયોથી રોકાયલી છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૮

જે સર્વ પ્રાણીઓની રાત્રિ છે તેમાં સંયમી પુરુષ જાગે છે અને જે (અજ્ઞાનરૂપ રાત્રિ)માં (અજ્ઞાની) પ્રાણીઓ જાગે છે તે આત્મદર્શી મુનિની રાત્રિ છે. ૬૯

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति
यद्वत् । तद्वत्कामा यं प्रविशंति सर्वे स
शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥
विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ७२

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्य-
योगो नाम द्वितीयोऽध्यायः ॥२॥

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરદર્શનમાં અમુક લક્ષણ છે. શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે કે જેમને ઈશ્વરદર્શન થાય છે, તેમનામાં ચાર પ્રકારનાં લક્ષણ જોવામાં આવે છે; (૧) બાલકવત્ (૨) પિશાચવત્ (૩) જડવત્ અને (૪) ઉન્માદવત્.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૩૬ )

જેમ સર્વ તરફથી ભરાતા અચળ મર્યાદા-વાળા સમુદ્રમાં પાણી પ્રવેશ કરે છે, તેમ સર્વ વિષયો જે મનુષ્યમાં (જેના આત્મામાંજ) પ્રવેશ કરે છે (વિલીન થાય છે) તે શાંતિને પામે છે; વિષયોને ઇચ્છનારો નહિ. ૭૦

જે મનુષ્ય સર્વકામનાઓને ત્યજીને નિઃ-સ્પૃહ, મમતારહિત અને અહંકારરહિત થઇને વિચરે છે તે શાંતિને પામે છે. ૭૧

હે પાર્થ! આ બ્રાહ્મી સ્થિતિ છે; આને પામી-ને (મનુષ્ય) મોહ પામતો નથી અને અંત-કાળે પણ આ સ્થિતિમાં રહીને બ્રહ્મનિર્વાણને પામે છે. ૭૨

---

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્ર-રૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુ-નના સંવાદ વિષે "સાંખ્યયોગ" એ નામનો ૨ જો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३ जो–कर्मयोग

પૂર્વ અધ્યાયમાં " **अशोच्यानन्वशोचस्त्वं** " ઇત્યાદિ વાક્યો વડે દેહથી આત્માના ભિન્નપણાનું જ્ઞાન મોક્ષનું સાધન છે, એ વાત કહી; અને તે પછી " **एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु** " ઇત્યાદિ શ્લોકવડે કર્મને અપરોક્ષ જ્ઞાનનું–પરમાત્મસાક્ષાત્કારનું સાધન કહ્યું; પરંતુ તે બેમાંથી મુખ્ય સાધન કયું અને ગૌણ સાધન કયું, એ વાત નહિ કહેતાં સ્થિતપ્રજ્ઞતા, નિષ્કામપણું, નિરભિમાનિતા તથા જિતેંદ્રિયતા ઇત્યાદિ ધર્મો કહ્યા; તથા ઉપસંહારમાં " **एषा ब्राह्मी स्थितिः पार्थ** " એ શ્લોકવડે બ્રહ્મનિષ્ઠાની પ્રશંસા કરી.

હવે આ અધ્યાયમાં કર્મયોગનો ઉપદેશ આપીને તેની આવશ્યકતા સમજાવી છે. અહીં કર્મ, અકર્મ, વિકર્મ વગેરે સમજાવીને વિહિત કર્મોના વિધિનો તથા નિષિદ્ધ કર્મોના ત્યાગનો ઉપદેશ છે.

૧ થી ૨ જ્ઞાન અને કર્મ વિષે અર્જુનની શંકા.
૩ થી ૮ જ્ઞાનયોગ અને નિષ્કામ કર્મયોગ અનુસાર અનાસક્ત ભાવથી નિયતકર્મ

| | |
|---|---|
| | કરવાની શ્રેષ્ઠતાનું નિરૂપણ. |
| ૯ થી ૧૬ | યજ્ઞાદિ કર્મ કરવાની આવશ્યકતાનું નિરૂપણ. |
| ૧૭ થી ૨૪ | જ્ઞાનીને પણ ભગવાનને માટે કર્મ કરવાની આવશ્યકતા. |
| ૨૫ થી ૩૫ | અજ્ઞાની અને જ્ઞાનીનું લક્ષણ અને રાગ-દ્વેષરહિત થઇને કર્મ કરવા માટે પ્રેરણા. |
| ૩૬ થી ૪૩ | કામના નિરોધનો વિષય. |

શ્રીરામકૃષ્ણઃ—સરોવરનું જળ દૂરથી કાળું દેખાય છે; પરંતુ પાસે જઇએ અને ખોબામાં લઈને જોઈએ તો એ જળ રંગ વગરનું માલૂમ પડશે. ઈશ્વરની જેમ જેમ પાસે જતા જઇએ તેમ તેમ સમજાતું જાય છે કે તેને રૂપરંગ છેજ નહિ. આકાશને દૂરથી જુઓ તો ભૂરૂં દેખાશે; પરંતુ પાસેથી જુઓ તો જરાયે રંગ માલૂમ પડશે નહિ. ઈશ્વરને દૂરથી જુઓ તો રૂપ—રંગ યુક્ત જણાશે. માતાને દૂરથી જુઓ તો તે "શ્યામા" જણાશે, પણ પાસેથી જોતાં રૂપરંગ જણાશે નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૦૫)

अर्जुन उवाच ।
ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्माणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

श्रीभगवानुवाच ।
लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ३
न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४
न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५

શ્રીરામકૃષ્ણ:—કેટલાક જનક જેવા સિદ્ધ આત્માઓની વાત જુદી છે. તેઓ યોગ અને ભોગ બેઉ સાથે ભોગવી શકે છે.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૪૫૨ )

અર્જુન બોલ્યો:-

હે જનાર્દન! કર્મ કરતાં જ્ઞાનને જો તમે શ્રેષ્ઠ માનેલું છે, તો હે કેશવ! તમે મને ઘો કર્મમાં શા માટે જોડો છો? ૧

મિશ્ર વાક્યવડે જાણે મારી બુદ્ધિને મો પમાડો છો! માટે નિશ્ચય કરીને તે એક (જ્ઞા કે કર્મ) કહો, જેથી હું કલ્યાણને પામું.

શ્રીભગવાન બોલ્યા:-

હે નિષ્પાપ! આ લોકમાં જ્ઞાનયોગવ જ્ઞાનીઓની અને કર્મયોગવડે યોગીઓની (એમ) બે પ્રકારની નિષ્ઠા મેં પૂર્વે કહી છે.

કર્મનો આરંભ ન કરવાથી મનુષ્ય નૈષ્કર્મ્ય ભાવને* પામતો નથી અને કેવળ સંન્યાસથી (કર્મત્યાગથી) પણ સિદ્ધિને પામતો નથી. ૪

કોઇ પણ (મનુષ્ય) ક્ષણ વાર પણ કર્મ કર્યા વિનાનો રહી શકતો નથી; કારણકે પ્રકૃતિ

* જે અવસ્થામાં કર્મો અકર્મરૂપ થઇ જાય છે અ ફળ ઉત્પન્ન કરી શકતાં નથી, તેનું નામ 'નૈષ્કર્મ્યભાવ' છે

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६
यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०

---

શ્રીરામકૃષ્ણઃ—તમે ધીરે ધીરે ઢાલથી બજાવો તે નહિ ચાલે. તીવ્ર વૈરાગ્ય જોઇએ. તમારામાં જોર નથી, ચેતન નથી, આત્માના વેગ નથી. ઉઠો, કમ્મર બાંધો ! તમારામાં ભક્તિનો ખરેખરો જુસ્સો નથી માટેજ તમને મારાં ભજન સાંભળવાં ગમતાં નથી. (શ્રીરામકૃષ્ણકથામૃત–પૃષ્ઠ ૪૨૯)

જન્ય ગુણો અવશ એવા સર્વ પ્રાણી પાસે કર્મ કરાવે છે. ૫

જે મૂઢાત્મા કર્મેંદ્રિયોને વશ કરીને મનવડે ઇંદ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે, તે મિથ્યાચારી (ઢોંગી) કહેવાય છે. ૬

પરંતુ હે અર્જુન ! મનવડે ઇંદ્રિયોને નિયમમાં રાખીને ફલેચ્છારહિત થઇને જે કર્મેંદ્રિયો વડે કર્મયોગ આરંભે છે, તે અતિ શ્રેષ્ઠ છે (૭); માટે તું અવશ્ય કર્મ કર; કેમકે કર્મ ન કરવા કરતાં કર્મ (કરવું) વધારે સારૂં છે; અને કર્મ નહિ કરવાથી તારો શરીરનિર્વાહ પણ સિદ્ધ નહિ થાય. ૮

હે કૌંતેય ! યજ્ઞાર્થ (પ્રભુપ્રીત્યર્થ) કર્મ સિવાયનાં બીજાં કર્મવડે આ લોક કર્મના બંધનને પામે છે; માટે હે અર્જુન ! ફલાસક્તિ ત્યજીને તું યજ્ઞાર્થ કર્મ કર. ૯

પૂર્વે યજ્ઞસહિત પ્રજાઓને સૃજીને બ્રહ્માએ કહ્યું કે આ યજ્ઞવડે તમે ઉન્નતિ કરો અને એ

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२
यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् १३
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

શ્રીરામકૃષ્ણઃ—અમુક મતનો પ્રચાર કરવો એ મુશ્કેલ કામ છે. ઈશ્વરાજ્ઞા વગર તે બની શકે નહિ. તેનો આદેશ પ્રથમથીજ મળવો જોઇએ. જેમ શુકદેવને ભાગવતની કથા કરવાનો આદેશ થયો હતો, તેમ જે કોઇ ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યા પછી તેની પાસેથી આદેશ પ્રાપ્ત કરે અને પછી ધર્મપ્રચાર કરે તથા લોકોને ઉપદેશ આપવા નીકળી પડે તો હરકત નથી. તેનો અહંભાવ કાચોનહિ પણ પાકો છે.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૧૦૪ )

તમારા ઇષ્ટ મનોરથ આપનાર થાઓ.* ૧૦

આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે; એ રીતે પરસ્પર સંતુષ્ટ કરતા તમે પરમ કલ્યાણને પામશો (૧૧). યજ્ઞવડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઇચ્છિત ભોગો આપશે; (પરંતુ) તેમણે આપેલા (ભોગો)ને તેમને નહિ આપીને જે (પોતેજ) ભોગવે છે, તે ચોરજ છે. ૧૨

યજ્ઞનું બચેલું જમનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે; પરંતુ જે પાપીઓ પોતાને માટે રાંધે છે, તેઓ પાપનુંજ ભોજન કરે છે. ૧૩

અન્નથી પ્રાણીઓ(નાં શરીરો) થાય છે, અન્ન વરસાદથી થાય છે, વરસાદ યજ્ઞથી થાય

* અહીં કહેલા 'યજ્ઞ' શબ્દ ઉપરથી તેમાં આવશ્યક સંધ્યાવંદનાદિ નિત્યકર્મો પણ સમજવાં; વળી અહીં કરેલી કામ્યકર્મોની પ્રશંસા અસંગત લાગશે; પણ કર્મો નહિ કરવા કરતાં કામ્યકર્મો પણ કરવાં સારાં છે, એમ દર્શાવવા એ પ્રશંસા કરી છે.

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥

"એક વાર લક્ષ્મણે રામને પૂછ્યું કે, 'રામ ! તમે અનેક પ્રકારના ભાવ અને રૂપ ધારણ કરો છો. અમારે તમારા કયા સ્વરૂપનું ધ્યાન કરવું ?' રામ કહે, 'ભાઇ ! એક વાત હમેશ યાદ રાખજે. જ્યાં જ્યાં તું પ્રબળ ભક્તિ જુએ ત્યાં ત્યાં હું જ છું."

(શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૪૩૩)

છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે (૧૪); કર્મને જ્ઞાનથી ઊપજેલું તું જાણ. જ્ઞાન પરમાત્માથી ઉત્પન્ન થયું છે; માટે સર્વવ્યાપક પરમાત્મા નિત્ય યજ્ઞમાં રહેલા છે. ૧૫

હે પાર્થ! એ રીતે આ લોકમાં પ્રવર્તેલા ચક્રને જે અનુસરતો નથી, તે પાપરૂપ જીવનવાળો તથા ઇંદ્રિયલંપટ હોઇને વૃથા જીવે છે. ૧૬

પરંતુ જે મનુષ્ય આત્મામાંજ પ્રીતિવાળો, આત્મામાંજ તૃપ્ત તથા આત્મામાંજ સંતુષ્ટ રહે છે, તેને (કાંઈ પણ) કર્તવ્ય રહેતું નથી. ૧૭

આ સંસારમાં તેને કરેલા કર્મથી કાંઇજ પ્રયોજન નથી અને નહિ કરેલા કર્મથી પણ (પ્રયોજન) નથી; તથા તેને સર્વ પ્રાણીઓમાં કોઈ પ્રયોજનનો સંબંધ રહેતો નથી. ૧૮

માટે ફલમાં આસક્ત થયા વિના નિરંતર કર્તવ્ય કર્મને સારી રીતે તું કર; કેમકે આસક્તિરહિત થઇને કર્મ કરનાર પુરુષ મોક્ષને પામે છે (૧૯). જનક વગેરે કર્મવડેજ પરમ

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः २४

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥

શ્રીરામકૃષ્ણઃ—તેઓ તો માત્ર હૃદયની વ્યાકુળતાપૂર્વક આક્રંદ કરીને પ્રભુને માટે પોકાર કર્યા કરે છે અને તેમનું રુદન સાંભળીને પ્રભુથી થોભાતું જ નથી; આવીને દર્શન આપવું જ પડે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૫૧૧)

સિદ્ધિને પામ્યા છે; (એ પ્રમાણે) લોકસંગ્રહ તરફ દૃષ્ટિ રાખીને પણ તું કર્મ કરવાને યોગ્ય છે. ૨૦

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરે છે તેને તેનેજ બીજા મનુષ્યો આચરે છે; વળી તે જેને પ્રમાણ કરે છે તેને લોક અનુસરે છે. ૨૧

હે પાર્થ! મારે ત્રણે લોકમાં કાંઇ (પણ) કર્તવ્ય નથી કે નહિ મળેલું મેળવવાનું નથી, છતાં હું કર્મમાં પ્રવૃત્ત રહુંજ છું (૨૨); કેમકે જો હું સાવધાન થઇ કર્મમાં પ્રવૃત્ત ન રહું તો હે પાર્થ! મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને અનુસરે. ૨૩

જો હું કર્મ ન કરૂં તો આ લોકો નાશ પામે અને વર્ણસંકરનો કર્તા હું થાઉં તથા આ પ્રજાનો નાશ પણ હુંજ કરૂં. ૨૪

હે ભારત! જેમ કર્મમાં આસકત થયેલા અજ્ઞાનીઓ કર્મ કરે છે તેમ લોકસંગ્રહને કરવા ઇચ્છતો જ્ઞાની પુરુષ અનાસક્ત થઇને કર્મ કરે (૨૫). જ્ઞાની પુરુષ કર્મમાં આસક્તિવાળા

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६
प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥
तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥
प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् २९
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ३०
ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१

શ્રીરામકૃષ્ણ:—ઇશ્વરની ભક્તિ એક વાર પ્રાપ્ત કરી લીધા પછી સંસારમાં પ્રવેશ કરવો જોઇએ; જેમ હાથે તેલ ચોપડ્યા પછી ફણસ કાપીએ તો તેનો ચીકણો રસ ચોંટશે નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૨૧૦)

અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ ન ઉપજાવે; (પણ) અનાસક્ત થઇને (પોતે) સારી રીતે કર્મ કરતો અજ્ઞાનીઓને સર્વ કર્મો કરાવે. ૨૬

પ્રકૃતિના ગુણોવડે સર્વ પ્રકારે કર્મો કરાય છે (છતાં) અહંકારથી અતિ મૂઢ થયેલા ચિત્તવાળો (મનુષ્ય) “ હું કર્તા છું ” એમ માને છે. ૨૭

હે મહાબાહો ! ગુણ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો તો “ ગુણોજ ગુણોમાં વર્તે છે ” એમ માનીને આસક્ત થતો નથી. ૨૮

પ્રકૃતિના ગુણોવડે અત્યંત મૂઢ થયેલા (મનુષ્યો) ગુણ તથા કર્મમાં આસક્ત થાય છે; તે આત્માને નહિ જાણનારા અજ્ઞાનીઓને આત્મજ્ઞાની ચલિત ન કરે. ૨૯

વિવેકબુદ્ધિ વડે બધાં કર્મો મારામાં અર્પણ કરીને ફલાશા, મમતા, તથા શોકરહિત થઇને તું યુદ્ધ કર. ૩૦

જે મનુષ્યો દોષબુદ્ધિ વિનાના તથા શ્રદ્ધાવાળા થઇને મારા આ મતને સદા આચરે છે તેઓ પણ કર્મોથી (કર્મોના દોષોથી) મુક્ત થાય છે. ૩૧

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥
सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ३३
इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६

શ્રીરામકૃષ્ણ:—(ગંભીર સ્વરે) જે સ્ત્રી ઇશ્વર-પ્રાપ્તિના કામમાં વિઘ્નરૂપ હોય તેનો એકદમ ત્યાગ કરવો. ભલે આત્મહત્યા કરે કે ગમે તે કરે. જે સ્ત્રી પતિના ઈશ્વરપ્રાપ્તિના કામમાં વિઘ્ન નાખે તે અવિદ્યા સ્ત્રી છે. (શ્રીરામકૃષ્ણકથામૃત-પૃષ્ઠ ૨૬૬)

પરંતુ દોષદૃષ્ટિવાળા જેઓ મારા આ મતને આચરતા નથી તેઓને સર્વ જ્ઞાનમાં મહામૂઢ, અવિવેકી તથા નાશ પામેલા તું જાણ. ૩૨

જ્ઞાની (મનુષ્ય) પણ પોતાની પ્રકૃતિને યોગ્ય ચેષ્ટા કરે છે; પ્રાણીમાત્ર (પોતપોતાની) પ્રકૃતિને અનુસરે છે, (ત્યાં) નિગ્રહ શું કરી શકશે? ૩૩

પ્રત્યેક ઇન્દ્રિયના વિષયમાં રાગ તથા દ્વેષ અવશ્ય રહેલા છે; તે બંનેને વશ ન થવું; કેમકે તેઓ બન્ને આ(જીવ)ના શત્રુઓ છે. ૩૪

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં ગુણ-રહિત એવો પણ સ્વધર્મ શ્રેયસ્કર છે; સ્વધર્મ-માં મરવું કલ્યાણકારી છે; (પણ) પરધર્મ ભયંકર છે. ૩૫

અર્જુન બોલ્યો:–

તો પછી હે કૃષ્ણ! ઇચ્છતો ન હોય છતાં આ પુરુષ કોનાથી પ્રેરાઇને પરાણે જોડેલાની પેઠે પાપકર્મ કરે છે? ૩૬

श्रीभगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७
धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥
इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥
तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१
इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

---

શ્રીરામકૃષ્ણઃ—વેદ, ઉપનિષદ્ વગેરે અનેક શાસ્ત્રો છે, પણ સાધન કર્યા વગર—તપશ્ચર્યા કર્યા વગર ઈશ્વરપ્રાપ્તિ થઇ શકતી નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પૃષ્ઠ ૫૨૨)

શ્રીભગવાન બોલ્યા:-

આ કામ એજ ક્રોધ છે, તે રજોગુણથી ઉત્પન્ન થાય છે, ઘણું ખાનારો અને મહાપાપી છે; આ સંસારમાં એને તું વૈરી જાણ. ૩૭

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી આરસી અને ઓરથી ગર્ભ ઢંકાયલો હોય છે તેમ એ કામવડે આ જ્ઞાન ઢંકાયલું છે. (૩૮) હે અર્જુન! (તૃષ્ણારૂપ અને) અગ્નિની પેઠે કદી પણ તૃપ્ત ન થનાર આ કામરૂપી જ્ઞાનીના નિત્ય શત્રુએ જ્ઞાનને ઢાંકી દીધું છે. (૩૯) ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આનાં આશ્રયસ્થાન કહેવાય છે; આ (ઇંદ્રિયાદિ) વડે જ્ઞાનને ઢાંકી દઇને તે જીવાત્માને મોહ પમાડે છે. (૪૦) માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરીને જ્ઞાન (અને) વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી (કામ)નો નાશ કર. (૪૧) (શરીરથી) ઇંદ્રિયોને પર કહે છે, ઇંદ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને જે બુદ્ધિથી પર છે તે (આત્મા) છે. (૪૨)

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

શ્રીરામકૃષ્ણઃ—સાંભળવા કરતાં સાક્ષાત્કાર કરવો એ ઘણું શ્રેષ્ઠ છે, તેનાથી તમામ સંદેહ ટળી જાય છે. શાસ્ત્રમાં ઈશ્વર સંબંધે ઘણુંએ લખેલું તો છે પણ તેથી કાંઈ તેનો સાક્ષાત્કાર થતો નથી, સાક્ષાત્કાર થયા વગર—તેના ચરણ-કમળની શુદ્ધ ભક્તિ વગર—ચિત્ત શુદ્ધિ થયા વગર બધીએ પંડિતાઇ મિથ્યા છે. પંચાગમાં વીસ બેડાં પાણી લખ્યું હોય, પણ પંચાગ નીચોવીએ તો તેમાંથી એક ટીપું પાણી પણ મળે નહિ! એક ટીપું! ના, એક ટીપું પણ નહિ!

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૧૨૦)

હે મહાબાહો ! એ પ્રમાણે (આત્મા)ને બુદ્ધિથી શ્રેષ્ઠ જાણીને, બુદ્ધિવડે મનને સ્થિર કરીને એ કામરૂપી દુર્જય શત્રુનો તું નાશ કર. ૪૩

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "કર્મયોગ" એ નામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ.**

---

શ્રીરામકૃષ્ણ:–ઈશ્વરનું દર્શન કરનાર બગલમાં ધોતિયું મારીને કોઇ વાર દિગંબર અવસ્થામાં ફરતો ફરે છે; કોઇ વાર નાના બાળકની માફક વર્તે છે તો કોઇ વાર બાર પંદર વર્ષના છોકરાની માફક અને કોઇ વાર યુવાન માણસની પેઠે પણ વર્તે છે. જ્યારે તે પ્રવૃત્તિ કરે છે અર્થાત્ લોકોને ઉપદેશ આપે છે ત્યારે તે સિંહ જેવો દેખાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૫૦)

# उत्तम चरित्रोनी असर



અરીસા વડે પોતાના ચહેરામાં ડાઘ જોતાંજ મનુષ્ય તેને કાઢી નાખી કાંતિ વધારવા મથે છે; તેમ સારા ચરિત્રરૂપી આરસી વડે તે પોતાના ગુણદોષ સમજી લઈ દોષોને ટાળવા તથા સદ્ગુણોને વધારવા જાગ્રત થાય છે અને ઉપદેશથી જે કામ ન થાય તે રૂડાં જીવનચરિત્ર પાર પાડે છે.

ઉત્તમ ચરિત્રો વાંચવાથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણામાં કૌવત, હિંમત, મહત્ત્વાકાંક્ષા અને શ્રદ્ધા જાગી ઊઠી રૂડાં અને મોટાં કામોમાં જોડાવા ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ ચરિત્રોના સહવાસમાં આવવું અને ઉન્નત થવા પ્રેરાવું, એ તે તે ઉત્તમ આત્માઓ અથવા મંડળનો સહવાસ સેવવા બરાબર છે.

ઉત્તમ ચરિત્રો બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલું બધું ઉત્તમ બનાવી શકે, કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે, કેવી ઉચ્ચ અસરો ફેલાવી શકે અને મહત્તા મેળવવાનો માર્ગ સર્વ કોઇ માટે ઉઘાડો છે.

# अध्याय ४ थो–कर्मब्रह्मार्पणयोग

બીજા તથા ત્રીજા અધ્યાયમાં મોક્ષનું સાધન, જ્ઞાનયોગ તથા કર્મયોગ કહ્યો. આ અધ્યાયમાં બ્રહ્માર્પણ આદિ વિધિ વડે તથા 'ત્વં' પદાર્થની શોધનાવડે એ કર્મયોગનો વિસ્તાર કહે છે. પ્રથમ તો ભગવાન યોગની પ્રશંસા કરે છે.

૧ થી ૧૮ સગુણ ભગવાનનો પ્રભાવ અને નિષ્કામ કર્મયોગનો વિષય.
૧૯ થી ૨૩ યોગી મહાત્મા પુરુષોનું આચરણ.
૨૪ થી ૩૨ ફળસહિત જુદા જુદા યજ્ઞોનો વિચાર.
૩૩ થી ૪૨ જ્ઞાનનો મહિમા.

---

શ્રીરામકૃષ્ણઃ—જો વૈદ કે ડૉકટર પૈસા ન લેતા હોય અને પારકાનું દુઃખ જાણીને માત્ર દયાની ખાતર દરદીની સારવાર કરતા હોય તો એ ધંધો ઊંચો કહેવાય; પણ ધંધાની ખાતર, પૈસા કમાવાની ઇચ્છાથી પારકાનાં ગૂ–મૂતર તપાસવાં એ તો નીચ જાતિનું કામ છે. ( રામ૦કથા૦—પાન ૨૨૯ )

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥
स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३

अर्जुन उवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४

श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६

---

શ્રીરામકૃષ્ણઃ—જ્યારે બે ભાઇઓ જમીન વહેંચતાં લઢી પડે છે અને દોરીવતી જમીન

( અનુસંધાન માટે જુઓ પાન ૭૨ )

શ્રીભગવાન બોલ્યાઃ—

(૧) મેં આ અવિનાશી યોગ સૂર્યને કહ્યો હતો, સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. (૨) એ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા; હે પરંતપ! તે યોગ લાંબા કાળે આ લોકમાં નાશ પામ્યો છે. (૩) તેજ આ પુરાતન યોગ આજ મેં તને કહ્યો છે; કેમકે આ ઉત્તમ રહસ્ય છે, વળી તું મારો ભકત અને મિત્ર છે

અર્જુન બોલ્યોઃ—

(૪) આપનો જન્મ હાલમાં છે અને સૂર્યનો જન્મ પહેલાં છે; તો આપે આ (રહસ્ય આદિ (કાળ)માં કહ્યું હતું એમ હું શી રીતે જાણું

શ્રીભગવાન બોલ્યાઃ—

(૫) હે અર્જુન! મારા અને તારા પુષ્કળ જન્મો વીતી ગયા છે; તે બધાને હું જાણુ છું (પણ) હે પરંતપ! તું નથી જાણતો. (૬) અજન્મા, અવ્યયાત્મા અને સર્વ પ્રાણીઓને ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ७
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥
ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११
कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२

---

માપીને કહે છે કે અહીં સુધી મારી હદ અને અહીં સુધી તારી હદ; ત્યારે ઈશ્વર હસીને કહે છે કે, "આખું જગત મારૂં છે; તમે જમીનના એક નજીવા ટુકડા માટે વઢી મરો છો અને કહો છો કે આટલો મારો અને આટલો તારો !"

આશ્રય કરીને પોતાની માયાવડે જન્મું છું. (૭) હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું શરીરને સૃજું છું. (જન્મ લઉં છું.) (૮) સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગે યુગે પ્રકટું છું.

(૯) હે અર્જુન ! મારા દિવ્ય જન્મ તથા દિવ્ય કર્મને એ પ્રમાણે જે તત્ત્વથી જાણે છે તે દેહ ત્યજીને પુનર્જન્મ પામતો નથી (પણ) મને પામે છે. (૧૦) રાગ, ભય તથા ક્રોધ વિનાના, મારામય થયેલા, મારો આશ્રય લેનારા અને જ્ઞાનરૂપ તપવડે પવિત્ર થયેલા ઘણા (લોકો) મારા ભાવને પામ્યા છે. (૧૧) જેઓ મને જે પ્રકારે શરણે આવે છે તેજ પ્રકારે તેમને હું ભજું (ફળ આપું) છું; હે પાર્થ ! મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે.

(૧૨) આ લોકમાં કર્મોના ફળને ઇચ્છનારાઓ દેવતાઓને પૂજે છે; કેમકે મનુષ્યલોકમાં કર્મજન્યસિદ્ધિ (ફલ) તરત થાય છે.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३
न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते१४
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥
किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥
कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥
कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् १८

શ્રીરામકૃષ્ણઃ–પંડિત અને સાધુમાં ઘણો તફાવત છે. જેઓ કેવળ પંડિતજ હોય છે તેમનું મન કામિની–કાંચનમાં રહી જાય છે. ખરા સાધુઓનું મન માત્ર ઈશ્વરના ચરણકમળમાંજ પરોવાઈ રહે છે. (શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૩૨૭)

(૧૩) ગુણ અને કર્મના વિભાગને અનુસરીને મેં ચાર વર્ણો સૃજ્યા છે; તેનો કર્તા છતાં મને અકર્તા અને અવિકારી તું જાણ (૧૪) મને કર્મો લેપતાં નથી, કેમકે મને કર્મફળમાં સ્પૃહા નથી; એ પ્રમાણે જે મને જાણે છે તે કર્મોવડે બંધાતો નથી. (૧૫) એવું સમજીને પૂર્વના પણ મુમુક્ષુઓએ કર્મ કરેલ છે; માટે તું પણ પ્રાચીનોએ કરેલાં તે અતિ પ્રાચીન કર્મનેજ કર. (૧૬) કર્મ શું અને અકર્મ શું એમ આમાં પંડિતો પણ મોહ પામ્યા છે; માટે તે કર્મ હું તને કહીશ કે જેને જાણીને તું અશુભથી છૂટીશ.

(૧૭) કર્મનું (તત્ત્વ) જાણવું જોઇએ; અકર્મનું (તત્ત્વ) જાણવું જોઇએ અને વિકર્મનું (તત્ત્વ) પણ જાણવું જોઇએ; કેમકે કર્મની ગતિ ગહન છે. (૧૮) કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જે જુએ છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે અને તે સર્વ કર્મને કરનારો છે.

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९
त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥२०
निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१
यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्धयते २२
गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

---

શ્રીરામકૃષ્ણ:—પોતાના ભક્તને સંતોષવા માટે ઈશ્વર નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને તેને દર્શન આપે છે. એક રંગરેજ હતો; તેની પાસે કુંડામાં રંગ હતો. ઘણાં માણસો તેની પાસે કપડાં રંગાવ-વા આવતાં હતાં; રંગરેજ પોતાનાં ઘરાકને હમેશાં પૂછતો કે તમારે કયા રંગમાં કપડું રંગાવવું છે?

( અનુસંધાન માટે જુઓ પાન ૭૮ )

(૧૯) જેના સર્વ આરંભો કામનાઓ અને સંકલ્પોથી રહિત હોય છે તથા જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને જ્ઞાની પુરુષો પંડિત કહે છે. (૨૦) કર્મફળની આસક્તિ ત્યજીને સદા સંતોષી (અને) આશ્રય વિનાનો (મનુષ્ય) કર્મમાં પ્રવૃત્ત થયો હોવા છતાં તે કાંઇ પણ કરતો નથી.

(૨૧) આશારહિત, ચિત્ત અને શરીરને વશ રાખનારો તથા સર્વ પરિગ્રહને (ભોગનાં સાધનોને) ત્યજી દેનારો (મનુષ્ય) માત્ર શરીરસંબંધી કર્મ કરે તો પાપને પામતો નથી. (૨૨) અનાયાસે જે મળે તેથી સંતુષ્ટ, (સુખદુઃખાદિ) દ્વંદ્વોથી મુક્ત, વૈરબુદ્ધિરહિત તથા સિદ્ધિ–અસિદ્ધિમાં સમભાવવાળો (મનુષ્ય) કર્મ કરીને પણ બંધાતો નથી. (૨૩) સંગરહિત, મુકત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા તથા યજ્ઞને માટે કર્મનું આચરણ કરનારા (મનુષ્ય)નાં સમગ્ર કર્મ નાશ પામે છે.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥
दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥
श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६
सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८
अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९

---

"કેમ ભાઈ, તમારે કયા રંગમાં રંગાવવું છે?" તેણે જવાબ દીધો: "તું પોતે જે રંગમાં રંગાયો છે તે રંગ મને પસંદ છે."

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૨૧૩)

(૨૪) અર્પણરૂપ ક્રિયા બ્રહ્મ છે, હોમવાના (પદાર્થ) બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોતાએ કરેલો હવન બ્રહ્મ છે (તથા) બ્રહ્મરૂપ કર્મમાં સમાધિવાળા તે હોતાએ પ્રાપ્ત કરવા યોગ્ય (ફળ) બ્રહ્મજ છે. (૨૫) કેટલાક યોગીઓ દૈવયજ્ઞનેજ ઉપાસે છે અને કેટલાક યજ્ઞવડે યજ્ઞનેજ બ્રહ્માગ્નિમાં હોમે છે. (૨૬) બીજાઓ કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે અને કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે.

(૨૭) બીજા કેટલાક ઇંદ્રિયોનાં સર્વ કર્મોને અને દશ પ્રાણનાં કર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત કરેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. (૨૮) બીજા કેટલાક દ્રવ્યયજ્ઞ કરનારા, તપોયજ્ઞ કરનારા, યોગયજ્ઞ કરનારા, સ્વાધ્યાય (તથા) જ્ઞાનયજ્ઞ કરનારા તથા યત્નશીલ (મુનિઓ) અતિ દૃઢ વ્રતરૂપી (યજ્ઞ) કરનારા હોય છે.

(૨૯) વળી બીજાઓ અપાનમાં પ્રાણને તથા પ્રાણમાં અપાનને હોમે છે (અને) કેટલાક

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥
यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ३१
एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

---

શ્રીરામકૃષ્ણઃ–કાદવમાં રહેનારી માછલીની આસપાસ કાદવ હોય છે, તે હંમેશાં કાદવમાંજ રહે છે પણ પોતાના શરીરને કાદવનો એક ડાઘ નથી પડવા દેતી; એમ વૈરાગ્યવાન પુરુષો સંસારમાં અનાસક્તપણે રહે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૩૫૫)

પ્રાણ તથા અપાનની ગતિને રોકીને પ્રાણાયામ-પરાયણ થાય છે. (૩૦) (વળી) નિયમિત આહાર-વાળા બીજાઓ પ્રાણોને પ્રાણોમાં હોમે છે; આ બધાય યજ્ઞને જાણનારાઓ યજ્ઞવડે પાપ ખપાવી ચૂકેલા હોય છે. (૩૧) યજ્ઞ કરતાં બાકી રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારાઓ સનાતન બ્રહ્મ-ને પામે છે; હે કુરુશ્રેષ્ઠ! યજ્ઞ ન કરનારને આ લોક (સુખદાયી) નથી તો બીજો (પરલોક) ક્યાંથી હોય? (૩૨) એ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો વેદના મુખમાં (વેદોદ્વારા) વિસ્તરેલા છે; તે સર્વને કર્મવડે થયેલા તું જાણ; એમ જાણીને તું વિમુક્ત થઇશ.

(૩૩) હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય* યજ્ઞ અધિક કલ્યાણકારી છે; (કેમકે) હે પાર્થ! સર્વ પ્રકારનાં સમગ્ર કર્મો જ્ઞાનમાં

---

* જ્ઞાનની શુદ્ધિ–વૃદ્ધિ સાથે અંતઃકરણમાં તેમજ આચરણમાં શુદ્ધિ વધવાથી ધ્યાનયોગની યોગ્યતા આવીને સર્વ કર્મો છૂટી જાય છે તથા સર્વ વૃત્તિઓ પરમાત્મસમાધિમાં તલ્લીન થઇ જ્ઞાની જીવન્મુક્ત થાય છે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५
अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७
नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८
श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ३९

---

શ્રીરામકૃષ્ણ:-જેમ કોઇ ઉન્મત્ત મનુષ્ય અં-ધારા ઓરડામાં ભટકતો હોય તેમ, હે મન! તું તત્ત્વનું અનુસંધાન કરવાનાં ફાંફાં માર-તારા અનુસંધાનનો વિષય ઈશ્વરજ હોવો જોઇએ.

( શ્રીરામકૃષ્ણકથામૃત-પાન ૪૨૪ )

સમાપ્ત થાય છે. (૩૪) તે(જ્ઞાન)ને તું પ્રણામ કરીને, વારંવાર પ્રશ્ન પૂછીને (તથા) સેવા કરીને જાણ; તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને (તે) જ્ઞાનનો ઉપદેશ કરશે. (૩૫) હે પાંડવ! જેને જાણીને તું ફરી આવી રીતે મોહ નહિ પામે અને જે જ્ઞાનવડે સર્વ પ્રાણીઓને તું તારા આત્મામાં તેમજ મારામાં જોઇશ.

(૩૬) કદાચ તું બધા પાપીઓથી વધારે પાપ કરનારો હોઇશ, તોપણ જ્ઞાનરૂપ વહાણવડે સર્વ પાપ(રૂપ સમુદ્ર)ને તરી જઇશ. (૩૭) હે અર્જુન! જેમ સળગી ઊઠેલો અગ્નિ લાકડાંને ભસ્મીભૂત કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે; (૩૮) કારણકે, આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર (બીજું કંઇ) નથી. તે જ્ઞાનને યોગવડે સિદ્ધ થયેલો પુરુષ કાળે કરીને પોતે પોતામાં પ્રાપ્ત કરે છે.

(૩૯) શ્રદ્ધાવાન, (જ્ઞાન માટે) તત્પર અને જિતેંદ્રિય પુરુષ જ્ઞાનને પ્રાપ્ત કરે છે; જ્ઞાન પ્રાપ્ત

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसंच्छिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१
तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पण-योगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

શ્રીરામકૃષ્ણઃ—ધર્મની ગતિ ઘણી સૂક્ષ્મ છે, જરાક વાસના રહી ગઈ હોય તોપણ ઈશ્વરદર્શન થવું અસંભવિત છે. એ તો સોયના નાકામાં દોરો જાય તેમ જવાનું છે; દોરો જરાક વાંકો હોય તો નાકામાં પેસે નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૩૦૯)

કરીને તરતજ તે પરમ શાંતિને પામે છે.

(૪૦) અજ્ઞાની તથા શ્રદ્ધારહિત અને સંશયાત્મા નાશ પામે છે; સંશયાત્મા (મનુષ્ય)ને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી.

(૪૧) (પણ) હે ધનંજય! યોગદ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે અને જ્ઞાનવડે જેના સર્વ સંશયો નાશ પામ્યા છે એવા આત્મનિષ્ઠને કર્મો બાંધી શકતાં નથી; (૪૨) માટે હે ભારત! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અને હૃદયમાં રહેલા આ સંશયને પોતાની જ્ઞાનરૂપ તલવારવડે છેદીને કર્મયોગનું તું આચરણ કર, (અને યુદ્ધ માટે) ઊભો થા.

---

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "કર્મબ્રહ્માર્પણયોગ" એ નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**



# સોનેરી સખુનો

("આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લા"ના કવરને આધારે)

'**સન્માન**' એ એવી વસ્તુ નથી કે જે દાવો કરવાથી મળી જાય. એ તો લાયકાત હોય ત્યાં આપોઆપજ આકર્ષાઇ આવે છે.

ઓછી જરૂરનાં કામોમાં શકિત, આયુષ્ય અથવા ધન વાપરી દેવાથી પછી ખરી જરૂરનાં કામો કરવાની શકિત રહેતી નથી.

બીજાનું દુઃખ પોતાનું ગણવું એજ **મહાત્માપણું**, **સહાનુભૂતિ**, **સમભાવ** અથવા સર્વોત્તમ ધર્મ છે. એ ધર્મ પાળે તેજ ધન્ય છે.

**બે વાતો અવશ્ય ભૂલી જજો:**–(૧) બીજાઓએ તમારી વિરુદ્ધ જે કાંઇ કહ્યું અથવા કર્યું હોય તે અને (૨) બીજાઓ ઉપર તમે કાંઈ ઉપકાર કર્યો હોય તે.

અધિકાર મેળવ્યા વિનાજ મુકિત શોધશો તો વધુ બંધાશો. પરમ મોક્ષ પામવોજ હોય તો સેવાપાત્ર હોય તેની નિષ્કામ સેવા કરો. એજ અત્યારે તમારી શ્રેષ્ઠ સાધના અને મુખ્ય **સ્વધર્મ** છે.

ધનવાનનું હૃદય ધનમાં અને ભકતનું હૃદય **ભગવાન**માં રહે છે.

---

# अध्याय ५ मो—कर्मसंन्यासयोग

અજ્ઞાનથી થયેલા સંશયને જ્ઞાનરૂપ ખડ્ગવડે કાપી નાખીને તું કર્મયોગનું આચરણ કર, એમ ભગવાને કહ્યું; તે વિષયમાં પૂર્વાપર વિરોધ માનીને હવે અર્જુન પૂછે છે.

| | |
|---|---|
| ૧ | કર્મત્યાગ ને કર્મયોગ વિષે અર્જુન પૂછે છે. |
| ૨ થી ૬ | સાંખ્યયોગ અને નિષ્કામ કર્મયોગનો નિર્ણય ભગવાન સમજાવે છે. |
| ૭ થી ૧૨ | સાંખ્યયોગ અને નિષ્કામ કર્મયોગનાં લક્ષણો અને તેનો મહિમા. |
| ૧૩ થી ૨૬ | જ્ઞાનયોગનો વિષય. |
| ૨૭ થી ૨૯ | ભક્તિસહિત ધ્યાનયોગનું વર્ણન. |

---

શ્રીરામકૃષ્ણ:—જ્ઞાનીઓ કહે છે કે પ્રથમ ચિત્તની શુદ્ધિ કરવાની જરૂર છે. પ્રથમ સાધન કરવું જોઇએ.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૨૧૮ )

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २
ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

---

શ્રીરામકૃષ્ણ:–કેટલાક બ્રહ્મજ્ઞાનીઓ મને કહે છે કે મહારાજ ! અમે તો જનકરાજાના જેવા છીએ; તેની પેઠે નિર્લિપ્તપણે અમે સંસારમાં રહીએ છીએ. મેં કહ્યું તમે કહો છો તેવી રીતે નિર્લિપ્તપણે સંસારમાં રહેવું બહુ મુશ્કેલ છે. મોઢે મોઢે બોલ્યાથી કાંઇ જનકરાજા થવાતું નથી. જનકે કેટલા કાળ સુધી કષ્ટ વેઠીને તપશ્ચર્યા

( અનુસંધાન માટે જુઓ પાન-૯૦ )

અર્જુન બોલ્યો:—

(૧) હે કૃષ્ણ! આપ કર્મોના સંન્યાસને (કર્મત્યાગને) અને પાછા (કર્મોના) યોગને વખાણો છો; તો એ બંનેમાં જે એક સુનિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો.

શ્રીભગવાન બોલ્યા:—

(૨) સંન્યાસ (કર્મત્યાગ) અને કર્મયોગ એ બંને શ્રેયસ્કર (મોક્ષદાયક) છે; તે બંનેમાં કર્મસંન્યાસ (કર્મત્યાગ) કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે.

(૩) જે દ્વેષ કરતો નથી કે ઇચ્છા રાખતો નથી તેને સદા સંન્યાસી જાણવો; કેમકે હે મહાબાહો! (રાગદ્વેષાદિ) દ્વંદ્વરહિત* એવો તે અનાયાસે બંધનથી મુક્ત થાય છે.

---

* જેવી રીતે વસિષ્ઠ, વ્યાસ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, કબીર, નાનક, તુકારામ, ઇત્યાદિ પ્રબળ વિશુદ્ધાત્માઓ છેવટ સુધી બાહ્ય સંન્યાસ કર્યા સિવાય આંતરિક ધ્યાનયોગ અને પરમાત્મયોગ સાધીને મુક્ત થયા છે, એ રીતે સંસારમાં રહેવા છતાં તે દ્વંદ્વરહિત થઇને અનાયાસે બંધનથી મુક્ત થાય છે.

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

---

કરીને જ્ઞાન મેળવ્યું હશે તેનો કાંઇ ખ્યાલ છે? તમારાથી તેના જેવું તપ થવાનું નથી, પણ સાધન તો કરવું જ જોઇએ. એકાંતમાં તો રહેવું જોઈએ; એકાંતમાં રહીને જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત કર્યા પછી સંસારમાં રહેવું હોય તો રહો. દહીં તો એકાંતમાંજ રાખવું જોઇએ; વારે વારે હલાવ હલાવ કરીએ તો તે જામેજ નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૨૧૦)

(૪) અજ્ઞાનીઓ સાંખ્યયોગ (કર્મત્યાગ) અને કર્મયોગને જુદા કહે છે, પંડિતો કહેતા નથી; કેમકે બંનેમાંના એકને પણ ઉત્તમ રીતે આચરનારો બંનેનું ફળ પામે છે.* (૫) જે સ્થાન સાંખ્યમાર્ગીઓ મેળવે છે તેને યોગમાર્ગીઓ પણ પામે છે; સાંખ્ય અને યોગને જે એક જુએ છે તેજ (યથાર્થ) જુએ છે.

(૬) હે મહાબાહો! કર્મયોગ વિના કર્મસંન્યાસ (કર્મત્યાગ) પ્રાપ્ત કરવો કઠિન છે અને કર્મયોગયુક્ત મુનિ (સંન્યાસી) વિના વિલંબે બ્રહ્મને પામે છે.

(૭) કર્મયોગયુકત, વિશુદ્ધ અંતઃકરણવાળો, દેહને વશ કરનારો, ઇંદ્રિયોને જિતનારો તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ થયેલો આત્મા-

* ઉપર કહ્યું તેમ સામાન્ય સાધક છેવટ સુધી કર્મયોગી જણાય અથવા તો શુક અને સનકાદિની પેઠે આદિથી અંત સુધી કર્મત્યાગી અને ધ્યાનયોગી રહે તોપણ એ બંનેનાં ફળને પામે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ।
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ।
ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥
कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ११
युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम्
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते १२

---

શ્રીરામકૃષ્ણઃ—જે ધાણી ભાડિયામાં હોય છે, તે હોય છે તો સારી, તોપણ પેલાં ફૂલ જેવી નથી હોતી. કોઈ કોઇને કાળો ડાઘ લાગી ગયેલો હોય છે. સંસારમાં ત્યાગી સંન્યાસી જ્ઞાન પામ્યા પછી પેલાં મોગરાનાં ફૂલ જેવો નિષ્કલંક હોય છે;

( અનુસંધાન માટે જુઓ પાન-૯૪ )

વાળો (મનુષ્ય) કર્મ કરે તોપણ લેપાતો નથી.

(૮) (કર્મ)યોગયુક્ત તત્ત્વવેત્તા જુએ છે, સાંભળે છે, સ્પર્શ કરે છે, સૂંઘે છે, ખાય છે, ચાલે છે, ઊંઘે છે, શ્વાસ લે છે, (૯) બોલે છે, (મળ)ત્યાગ કરે છે, ગ્રહણ કરે છે, આંખ ઉઘાડે છે તથા મીંચે છે, છતાં પણ "ઇંદ્રિયોના વિષયોમાં ઇંદ્રિયો વર્તે છે" એમ ધારતો "હું કાંઇજ કરતો નથી" એમ માને છે.

(૧૦) જે (મનુષ્ય) ફલાસક્તિ ત્યજી દઇ, બ્રહ્મમાં અર્પણ કરીને કર્મો કરે છે તે જળથી કમળપત્રની પેઠે પાપથી લેપાતો નથી.

(૧૧) (કર્મ)યોગીઓ ફલાસક્તિ ત્યજીને શરીર, મન, બુદ્ધિ અને કેવળ ઇંદ્રિયોથી પણ અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરે છે. (૧૨) યોગયુક્ત પુરુષ કર્મફળને ત્યજીને નૈષ્ઠિક શાંતિને પામે છે અને યોગરહિત પુરુષ કામના કરવાથી ફળમાં આસક્ત થઇને બંધાય છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥
न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥
ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥
तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥

પણ જો તે જ્ઞાન મેળવ્યા પછી પણ સંસારરૂપી ભાડિયામાં પડયો રહે તો લાલચરૂપી એકાદ ડાઘ કદાચ લાગી જાય; તોપણ સંસારમાં રહેતા જ્ઞાનીને ડાઘ લાગવા છતાં પણ તેનાથી તેને અંતિમ નુકસાન નથી. ચંદ્રને કલંક તો છે પણ તેથી કાંઇ તેનો પ્રકાશ ઓછો થતો નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૨૧૧)

(૧૩) સંયમી (મનુષ્ય) મનવડે સર્વ કર્મોને ત્યજીને નવ દ્વારવાળા (દેહરૂપ) નગરમાં ન કાંઇ કરતો અને ન કરાવતોજ સુખેથી રહે છે.

(૧૪) પ્રભુ લોકના કર્તાપણાને, કર્મોને કે કર્મફળના સંયોગને ઉત્પન્ન કરતો નથી,* પરંતુ (એ બધામાં) સ્વભાવ (પ્રકૃતિ) પ્રવર્તે છે.

(૧૫) વિભુ (પરમેશ્વર) કોઇનું પાપ કે પુણ્ય લેતો નથી; (છતાં) અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયલું છે, તેથી પ્રાણીઓ મોહ પામે છે; (૧૬) પણ જેમનું તે અજ્ઞાન આત્મજ્ઞાનવડે નાશ પામ્યું છે તેમનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરમાર્થતત્ત્વને દર્શાવે છે. (૧૭) તે (બ્રહ્મ)માંજ બુદ્ધિવાળા, તેજ જેનો આત્મા છે એવા, તેમાંજ નિષ્ઠાવાળા અને તેનોજ આશ્રય કરનારા પુરુષો જ્ઞાનવડે પાપરહિત થઇને, જ્યાં જઇને ફરી પાછું આવવું પડતું નથી તેને (મોક્ષને) પામે છે.

---

* એટલે જ્ઞાનપૂર્વકના યત્નવડે ચિત્તશુદ્ધિ તથા સર્વેશ્વરની કૃપા પામનારનું તો એ બધું સુધરી તથા ફરી પણ શકે છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः १८
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥
न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥
बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥

---

શ્રીરામકૃષ્ણઃ—અહંભાવને લીધેજ જીવને નાના પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે. વાછરડો 'હમ' 'હમ'—'હું' 'હું' કરે છે તેથીજ તેને અનેક પ્રકારની વિપત્તિ વેઠવી પડે છે. હળ ખેંચે છે, વરસાદમાં તેમજ ગરમીમાં સખત મજૂરી કરે છે અને વળી કસાઇને હાથે કતલ પણ થાય છે.
(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૪૭૯)

(૧૮) પંડિતો વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં તથા ચંડાળમાં સમદૃષ્ટિવાળાજ હોય છે. (૧૯) જેમનું મન સમભાવમાં સ્થિત થયું છે તેમણે અહીંજ સંસાર જીત્યો છે; કારણકે બ્રહ્મ સર્વત્ર નિર્દોષ અને સમાન છે, તેથી તેઓ (સમદર્શી મનુષ્યો) બ્રહ્મમાંજ સ્થિત છે. (૨૦) સ્થિર બુદ્ધિવાળો, મોહરહિત અને બ્રહ્મમાં સ્થિત થયેલો બ્રહ્મજ્ઞાની, પ્રિય પામી હર્ષ પામતો નથી અને અપ્રિય પામી ઉદ્વેગ પામતો નથી. (૨૧) બહારના વિષયભોગોમાં અનાસક્ત ચિત્તવાળો અંતઃકરણમાં જે સુખ મેળવે છે તે અક્ષય સુખને બ્રહ્મયોગમાં જોડાયલા ચિત્તવાળો તે અનુભવે છે.

(૨૨) ઇંદ્રિયો ને વિષયોના સંબંધથી ઉત્પન્ન થનારા જે ભોગો છે તે દુઃખનાં કારણજ છે; કેમકે તે આદિ અને અંતવાળા છે; હે અર્જુન! વિવેકી (પુરુષ) તેમાં રમણ કરતો નથી.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात्।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः २३
योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति २४
लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५
कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्॥२६

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ २७

શ્રીરામકૃષ્ણઃ—જ્ઞાનરૂપી અગ્નિ પ્રથમ તો કામ, ક્રોધ વગેરેને બાળીને ખાખ કરી નાખે છે; અને ત્યાર પછી અહંભાવનો નાશ કરે છે.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૩૩૯ )

(૨૩) જે મનુષ્ય શરીર છૂટવા પહેલાં કામ અને ક્રોધથી ઊપજતા વેગને અહીંજ સહેવાને સમર્થ છે, તે યોગી છે અને તે સુખી છે.

(૨૪) જે યોગી આત્મામાંજ સુખવાળો, આત્મામાંજ ક્રીડાવાળો અને* આત્મામાંજ પ્રકાશવાળો હોય છે, તે બ્રહ્મભૂત થઇને બ્રહ્મ-નિર્વાણને પામે છે.

(૨૫) જેમનો (પાપપુણ્યરૂપ) મેલ ક્ષીણ થયો છે, જેમના સંશયો છેદાઈ ગયા છે, જેમનું ચિત્ત વશ થયેલું છે અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં આસક્ત રહેનારા છે એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને પામે છે. (૨૬) કામક્રોધથી રહિત, અંતઃકરણને વશ કરનારા અને જેઓએ આત્માને જાણ્યો છે એવા યતિઓને સર્વ સ્થિતિમાં બ્રહ્મનિર્વાણ વર્તે છે.

(૨૭) વળી બહારના વિષયોને દૂર કરીને,

* માત્ર ગોખેલા જ્ઞાનવાળો નહિ પણ ચિત્ત અને ચારિત્ર્યની શુદ્ધિરૂપ પ્રકાશવાળો.

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः २८
भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति २९

इति श्रीमद्‌भगवद्‌गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

---

શ્રીરામકૃષ્ણઃ—જીવાત્માનો અહંભાવ એજ માયા છે; એ અહંભાવનું આવરણ તમારી આસપાસ આવી રહેલું છે. જો ઈશ્વરની કૃપાથી "હું કર્તા નથી" એવો દૃઢ સાક્ષાત્કાર થાય તો તુરતજ જીવાત્મા જીવન્મુક્ત થઇ જાય; પછી તેને કશાનો ભય રહે નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૯૦)

એ ભ્રૂકુટિની મધ્યમાંજ (અર્ધાં મીચેલાં) ચક્ષુ સ્થાપીને, નાસિકાની અંદર ચાલનારા પ્રાણ તથા અપાનને સમાન કરીને, (૨૮) જેણે ઇંદ્રિયો, મન અને બુદ્ધિને વશ કર્યાં છે, તેમજ જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે એવો જે મોક્ષપરાયણ મુનિ તે સદા મુક્તજ છે.

(૨૯) મને યજ્ઞો અને તપના ભોક્તા, સર્વ લોકના મહેશ્વર અને સર્વ પ્રાણીના સુહૃદ્ જાણીને (મનુષ્ય) શાંતિને પામે છે.

---

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "કર્મસંન્યાસયોગ" એ નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી અંતઃકરણ વિશુદ્ધ થતું નથી ત્યાંસુધી ઈશ્વર છે એવી પ્રતીતિ પણ મનુષ્યને થઇ શકતી નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૪૨૩)

# ઈશ્વરપ્રાપ્તિ માટે ગાંડા કાં ન થવું ?

શ્રીરામકૃષ્ણઃ—અહા ! ઈશ્વરના પ્રેમનો એક છાંટો પણ જો મળે તો આપણું કામ થઇ જાય. કેવો અગાધ પ્રેમ ! કેટલી ઉત્કંઠા ! સોળ આનાજ નહિ, પણ સવા રૂપિયો અને પાંચ આના ! એનું નામ પ્રેમોન્માદ ! હકીકત એવી છે કે તેના ઉપર પૂર્ણ પ્રેમ રાખવો જોઇએ, તેને માટે વ્યાકુળ થવું જોઈએ. પછી તમે જે માર્ગે જાઓ તે ઠીક છે. સાકારને માનો અથવા નિરાકારને માનો, ભગવાન મનુષ્યરૂપે અવતીર્ણ થાય છે એ વાત પર શ્રદ્ધા રાખો અથવા ન રાખો, માત્ર તેના ઉપર દૃઢ પ્રેમ જોઇએ. બસ, પછી તેનું સ્વરૂપ કેવું છે એ તે પોતેજ સમજાવી દેશે. જો ગાંડાજ થવું તો સંસારના ઐહિક પદાર્થો પાછળ શા માટે તેવા થવું ? બસ, ઈશ્વરને માટેજ કાં ગાંડા ન થવું ?

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૧૩૨)

# अध्याय ६ ठो–आत्मसंयमयोग



પાંચમા અધ્યાયની છેવટે આંતરિકયોગ સંક્ષેપથી કહ્યો, તે આ છઠ્ઠા અધ્યાયમાં વિસ્તારથી કહે છે. પાંચમા અધ્યાયમાં "**सर्वकर्माणि मनसा**" ઇત્યાદિ વચનોથી કર્મસંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થાય છે, એમ કહેલું હોવાથી તથા કર્મયોગ શ્રમકારક હોવાથી મનુષ્યને અધિકાર વિનાજ કર્મયોગનો ત્યાગ કરવાની લાલચ થાય છે. વળી કર્મત્યાગના અધિકારી તો અત્યંત વિરલ હોય છે અને અર્જુનની યોગ્યતા—અધિકાર કર્મયોગમાં છે; તેથી હવે સંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે એ વાત સમજાવે છે.

| | |
|---|---|
| ૧ થી ૪ | નિષ્કામ કર્મયોગનો વિષય અને યોગારૂઢ પુરુષનાં લક્ષણ. |
| ૫ થી ૧૦ | આત્મોદ્ધાર માટે પ્રેરણા અને ભગવત્પ્રાપ્તિવાળા પુરુષનાં લક્ષણ. |
| ૧૧ થી ૩૨ | વિસ્તારથી ધ્યાનયોગનો વિષય. |
| ૩૩ થી ૩૬ | મનના નિગ્રહનો વિષય. |
| ૩૭ થી ૪૭ | યોગભ્રષ્ટની ગતિ અને ધ્યાનયોગીનો મહિમા. |

श्रीभगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥१॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥
आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥
यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

---

શ્રીરામકૃષ્ણઃ–કામવાસના જીતવી એ કાંઈ સહેલી વાત નથી. છ મહિના સુધી સાધન કર્યા પછી એકાએક કોણ જાણે ક્યાંથી મારા અંતઃ-કરણમાં મને એની હયાતી જણાઇ. તરત હું ઝાડ તળે જઇને મા આગળ રડી પડ્યો અને કહ્યું કે, મા! જો આવું થશે તો હું મારા ગળા-માં છરી ઘોંચીને મરી જઇશ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૬૯)

શ્રીભગવાન બોલ્યાઃ—

(૧) જે (મનુષ્ય) કર્મફળનો આશ્રય નહિ કરતો કર્તવ્યકર્મ કરે છે તે "સંન્યાસી" છે અને "યોગી" છે; પણ અગ્નિરહિત અને ક્રિયા-રહિત થયેલો (સંન્યાસી કે યોગી) નથી.

(૨) હે અર્જુન! જેને "સંન્યાસ" એમ કહે છે તેને તું "યોગ" જાણ; કેમકે સંકલ્પો જેણે ત્યજ્યા ન હોય એવો કોઈ (મનુષ્ય) યોગી થતો નથી. (૩) યોગમાં આરૂઢ થવા ઇચ્છતા મુનિને (નિષ્કામ)કર્મ સાધન કહેવાય છે અને યોગમાં આરૂઢ થયેલા તેજ મુનિને શમ* સાધન કહેવાય છે. (૪) જ્યારે (મનુષ્ય) ઇંદ્રિ-યોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે ત્યારે તે યોગારૂઢ કહેવાય છે.

---

* અર્થાત્ કર્મ અને કર્મફળમાં લુબ્ધ ન થવું, સર્વ સંકલ્પો ત્યજી દેવા અને ઇંદ્રિયોના વિષયોમાં ફસાવું નહિ તે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥
बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

---

શ્રીરામકૃષ્ણઃ—એક વાર મન સ્થિર થાય એટલે વાયુ તો એની મેળે સ્થિર થઇ જાય—આપોઆપ કુંભક થઇ જાય. ભક્તિયોગથી પણ કુંભક થઈ જાય છે. ભક્તિ કરતાં કરતાં વાયુ પણ સ્થિર થઈ જાય છે અને સમાધિ પણ આવી જાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૩૨૪)

(૫) આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો (પણ) આત્માને અધોગતિએ લઇ જવો નહિ; કેમકે આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. (૬) જેણે આત્માવડે આત્મા* જીત્યો છે તેનો આત્મા બંધુ છે; પણ જેણે આત્મા જીત્યો નથી તેનો આત્માજ શત્રુની પેઠે શત્રુતાથી વર્તે છે. (૭) જેણે આત્માને જીત્યો છે અને જેણે પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી છે તેનો આત્મા પરમાત્મારૂપ થાય છે; અને ટાઢ, તાપ, સુખદુઃખ તથા માન–અપમાનમાં તે સમભાવેજ રહે છે. (૮) જેનો આત્મા જ્ઞાન× અને વિજ્ઞાન (અનુભવજન્ય જ્ઞાન) વડે તૃપ્ત થયો છે, જે યોગી વિકારરહિત, જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર તથા સોનાને સમાન ગણે છે તે "યોગારૂઢ" એમ કહેવાય છે.

(૯) સુહૃદ્, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુઓ, સાધુઓ અને પાપીઓમાં

---

* મન વગેરે ઇંદ્રિયસમુદાય. × શાસ્ત્રનો ઉપદેશ.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ११
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४

---

શ્રીરામકૃષ્ણઃ—પ્રાણીમાત્રમાં—વસ્તુમાત્રમાં હું તેનુંજ દર્શન કરવા લાગ્યો. × × × એક વાર હું બિલિપત્ર તોડવા ગયો પણ શું તોડું ? એક પાન તોડતામાંજ ઝાડનો રેસો નીકળી આવ્યો અને જોઉં છું તો આખું ઝાડ ચૈતન્ય-

( અનુસંધાન માટે જુઓ પાન ૧૧૦ )

પણ સમબુદ્ધિવાળો ( મનુષ્ય ) શ્રેષ્ઠ છે.(૧૦) માટે યોગીએ ચિત્તને તથા શરીરને વશ કરી, આશા-રહિત અને પરિગ્રહરહિત થઈને એકાંતમાં એકલા રહી અંતઃકરણને સદા ( યોગાભ્યાસમાં ) જોડવું.

(૧૧) પવિત્ર સ્થાનમાં અતિ ઊંચું નહિ ને અતિ નીચું નહિ એવું દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર ( એવા ક્રમવાળું ), પોતાનું સ્થિર આસન સ્થાપી, (૧૨) તેના પર બેસી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને વશ કરી તેમજ મનને એકાગ્ર કરી, આત્મવિશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. (૧૩) દેહ, મસ્તક અને ડોકને સીધાં તથા અચળ રાખી, સ્થિર થઈને દિશાઓ તરફ ન જોતાં, પોતાની નાસિકાના અગ્રભાગને જોઈને, (૧૪) પ્રશાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈને બ્રહ્મચર્યવ્રતમાં રહી, મનને વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારા પરાયણ થઈને સમાધિનિષ્ઠ થઈ બેસવું.

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५
नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥
यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा १८
यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति २०

---

ભય હતું ! મારા મનને ઘણીજ વ્યથા થઇ; પાન તોડ્યું તેને માટે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો; દૂર્વા તોડવા ગયો તે પણ પ્રથમની માફક તોડી ન શક્યો; પછી હું જરા ચિડાઈને ચાલતો થયો.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૪૪૫)

(૧૫) એ રીતે અંતઃકરણને નિત્ય (યોગમાં) જોડતો અને મનને જેણે વશ કર્યું છે એવો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ નિષ્ઠાવાળી પરમ શાંતિને પામે છે. (૧૬) હે અર્જુન ! બહુ ખાનારને, કેવળ નહિ ખાનારને, બહુ ઊંઘનારને તેમજ કેવળ જાગનારને યોગ (સિદ્ધ) થતોજ નથી; (૧૭) (પણ) યોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય ઊંઘનાર—જાગનારને દુઃખ હણનારો યોગ (સિદ્ધ) થાય છે. (૧૮) જ્યારે વશ થયેલું ચિત્ત આત્મામાંજ સ્થિર થાય છે અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય છે ત્યારે (તે) સમાધિનિષ્ઠ કહેવાય છે.

(૧૯) જેમ વાયુરહિત સ્થાનમાં રહેલો દીપક ડોલતો નથી (તેમ સમાધિનિષ્ઠ યોગીનું મન ચલિત થતું નથી), તે ઉપમા આત્માને યોગમાં જોડતા યોગીના વશ થયેલા ચિત્તની કહી છે.

(૨૦) યોગાભ્યાસથી નિરુદ્ધ થયેલું ચિત્ત જ્યાં ઉપરામ પામે છે અને જ્યારે અંતઃકરણ

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते २२
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा २३
संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥
शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् २५
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥

---

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી દેહાત્મબુદ્ધિ ટળે નહિ ત્યાંસુધી જ્ઞાન થાયજ નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૯૫)

વડે આત્માને જોતો આત્મામાંજ સંતોષ પામે છે; (૨૧) વળી અતીંદ્રિય અને બુદ્ધિગ્રાહ્ય જે અનંત સુખ છે તેનો જ્યારે અનુભવ કરે છે; તેમજ (આત્મસ્વરૂપમાં) સ્થિત થયેલો આ (યોગી) તત્ત્વથીજ જ્યારે ચલિત થતો નથી; (૨૨) અને જેને પામ્યા પછી બીજા (કોઇ) લાભને તેથી અધિક માનતો નથી તથા જેમાં સ્થિત થયેલો ભારે દુઃખથી પણ ચલિત કરાતો નથી; (૨૩) તે દુઃખસંયોગના અભાવને "યોગ" નામે જાણવો. તે(યોગ)નું નહિ કંટાળેલા ચિત્તથી નિશ્ચયપૂર્વક (સાધકે) અનુષ્ઠાન કરવું.

(૨૪) સંકલ્પથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓને સંપૂર્ણ ત્યજીને મનવડેજ ઇંદ્રિયોના સમૂહનું સર્વ તરફથી નિયમન કરીને, (૨૫) ધીરજથી વશ કરેલી બુદ્ધિવડે, ધીમે ધીમે વિષયોથી ઉપરામ પામવું અને મનને આત્મામાં સારી રીતે સ્થિર કરીને (બીજું) કાંઇ પણ ચિંતવવું નહિ.

(૨૬) ચંચળ અને અસ્થિર મન જે જે (કારણ)થી બહાર નીકળી જાય તે તે(કારણ)થી

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥
युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ३०
सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ३२

શ્રીરામકૃષ્ણ:-જેમ કીડો ભમરીનું ધ્યાન કરતાં કરતાં આખરે ભમરીજ બની જાય છે તેમ જીવાત્મા સમાધિમાં પરમાત્માનું ધ્યાન કરતો કરતો તેની સાથે તદ્રૂપ થઈ જાય છે.

( શ્રીરામકૃષ્ણકથામૃત-પાન ૧૦૦ )

તેને રોકીને આત્મામાંજ વશ કરવું. (૨૭) (આ રીતે) પ્રશાંત મનવાળા, શાંત રજોગુણવાળા પાપશૂન્ય અને બ્રહ્મરૂપ થયેલા આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

(૨૮) એ પ્રમાણે ચિત્તને સદા સમાધિનિષ્ઠ કરતો યોગી પાપરહિત થઇને બ્રહ્મ સાથે સબંધવાળા અનંત સુખને અનાયાસે પામે છે.

(૨૯) યોગયુક્ત અંતઃકરણવાળો સર્વત્ર સમદૃષ્ટિવાળો થઇને આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં (રહેલાં) જુએ છે. (૩૦) જે મને સર્વત્ર જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેને હું પરોક્ષ થતો નથી અને તે મને પરોક્ષ થતો નથી.

(૩૧) એકત્વનો આશ્રય કરીને જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે, તે સર્વ પ્રકારે વર્તતો છતાં પણ મારામાં વર્તે છે.

(૩૨) હે અર્જુન! જે સર્વ (પ્રાણીઓ)માં પોતાના દૃષ્ટાંતથી સુખ અથવા દુઃખને સમાન જુએ છે તે યોગીને શ્રેષ્ઠ માનેલો છે.

अर्जुन उवाच ।

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम्॥
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४

श्रीभगवानुवाच ।

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ३६

अर्जुन उवाच ।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ३७

---

શ્રીરામકૃષ્ણઃ—મન દૂધ જેવું છે; જો સંસાર-રૂપી પાણીમાં રાખીએ તો જેમ દૂધ પાણી સાથે મળી જાય છે તેમ તે સંસારમાં મળી જાય છે.

અર્જુન બોલ્યોઃ—

(૩૩) હે મધુસૂદન! જે આ સમભાવરૂપ યોગ આપે કહ્યો એની સ્થિતિ (મનની) ચંચળતાને લીધે હું સ્થિર જોતો નથી; (૩૪) કેમકે હે કૃષ્ણ! મન ચંચળ, વિહ્વળ કરનાર, બળવાન અને દૃઢ છે; તેનો નિગ્રહ વાયુની પેઠે હું અતિ દુષ્કર માનું છું.

શ્રીભગવાન બોલ્યાઃ—

(૩૫) હે મહાબાહો! ખરેખર, મન ચંચળ અને વશ કરવું કઠિન છે; તોપણ હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્યવડે વશ કરાય છે. (૩૬) જેણે મનને વશ કર્યું નથી તેને યોગ દુર્લભ છે, પણ વશ મનવાળો અને યત્ન કરતો (મનુષ્ય) ઉપાયથી (તેને) પ્રાપ્ત કરી શકે છે, એમ મારૂં માનવું છે.

અર્જુન બોલ્યોઃ—

(૩૭) હે કૃષ્ણ! શ્રદ્ધાયુક્ત હોવા છતાં યત્નરહિત થવાથી યોગથી ચલિત થયેલા મનવાળો (સાધક) યોગનું ફળ નહિ પામીને કઇ ગતિને

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥
एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥
श्रीभगवानुवाच ।
पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥

શ્રીરામકૃષ્ણઃ—સ્ત્રી, પુત્ર, ભાઇ, બહેન વગેરે ઉપર પ્રેમ રાખવો એ માયા છે; પ્રાણીમાત્ર ઉપર સમાન પ્રેમ હોવો એજ દયા છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૧૦૨)

પામે છે? (૩૮) હે મહાબાહો! બ્રહ્મના માર્ગમાં વિમૂઢ, આશ્રયરહિત અને ઉભયભ્રષ્ટ થયેલો (તે સાધક) છિન્નભિન્ન થયેલા વાદળની પેઠે નાશ પામતો નથી ને? (૩૯) હે કૃષ્ણ! મારા આ સંશયને સંપૂર્ણ છેદવાને આપ યોગ્ય છો; આપ વિના બીજો આ સંશયને છેદનાર સંભવતો નથી.

શ્રીભગવાન બોલ્યા:–

(૪૦) હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી; કેમકે હે તાત! શુભ કર્મ કરનાર કોઇ (મનુષ્ય) દુર્ગતિને પામતો નથી. (૪૧) યોગભ્રષ્ટ (મનુષ્ય) પુણ્ય કરનારાઓના લોકોને પામી, ઘણાં વર્ષો સુધી (ત્યાં) રહીને પવિત્ર શ્રીમંતોના ઘેર જન્મે છે; (૪૨) અથવા બુદ્ધિમાન યોગીઓનાજ કુળમાં જન્મે છે; ખરેખર, લોકોમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે.

(૪૩) ત્યાં પૂર્વ દેહના તે બુદ્ધિસંયોગને તે પામે છે અને પછી હે કુરુનંદન! સંસિદ્ધિને

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५
तपस्विभ्योऽधिकोयोगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ४६
योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ४७

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयम-योगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

શ્રીરામકૃષ્ણઃ—અહંકારવાળા માણસના હૃદયમાં જ્ઞાનનો સંચાર થાયજ નહિ. નીચાણ તરફજ પાણી વળી શકે અને ત્યાંજ અંકૂર ફૂટે, વૃક્ષ ઊગે અને ફળ ઉત્પન્ન થાય.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૩૭૯)

માટે વિશેષ યત્ન કરે છે. (૪૪) તેજ પૂર્વના અભ્યાસથી પરવશ થઈને પણ તે ખેંચાય છે; ખરેખર યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને (વેદોક્ત કર્મફળને) ઓળંગી જાય છે.

(૪૫) કાળજીથી યત્ન કરતો, નિષ્પાપ અને અનેક જન્મે સિદ્ધ થયેલો તે યોગી તે પછી પરમગતિને પામે છે. (૪૬) યોગી તપસ્વીઓથી અધિક, જ્ઞાનીઓથી પણ અધિક અને (અગ્નિહોત્રાદિ) કર્મ કરનારાઓથી પણ અધિક મનાયો છે; માટે હે અર્જુન! તું યોગી થા.

(૪૭) સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો મારામાં જોડાયલા અંતઃકરણવડે મને ભજે છે તેને મેં શ્રેષ્ઠ યોગારૂઢ માન્યો છે.

---

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "આત્મસંયમયોગ" એ નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.**

# જ્ઞાનીનાં લક્ષણ

શ્રીરામકૃષ્ણઃ—તમે 'જ્ઞાન, જ્ઞાન' એવી વાતો કરો છો પણ તેથી શું વળે? જ્ઞાન થયું છે કે નહિ તે જાણવાનાં અમુક લક્ષણ હોય છે. પ્રથમ તો અનુરાગ એટલે ઈશ્વર પ્રત્યે પ્રબળ પ્રેમ. ખાલી 'જ્ઞાન, જ્ઞાન' કર્યા કરો છો પણ ઈશ્વર પ્રત્યે જરાયે પ્રેમ તો રાખતા નથી. તેના ઉપર તમને અંતરનો ઉમળકો આવે નહિ ત્યાંસુધી તમારૂં જ્ઞાન બધું જૂઠું છે. જ્ઞાન થયાનું બીજું લક્ષણ એ છે કે કુંડલિની શક્તિ જાગૃત થવી જોઇએ. જ્યાંસુધી કુંડલિની શક્તિ સૂતેલી હોય ત્યાંસુધી જ્ઞાન થઈ શકે નહિ. એ કાંઇ જ્ઞાનનું લક્ષણ કહેવાય નહિ. પડ્યા પડ્યા વિચાર કર્યા કરો, પણ અંતરમાં વ્યાકુળતા તો હોયજ નહિ. કુંડલિની શક્તિ જાગૃત થાય એટલે ભાવ, ભક્તિ અને પ્રેમ એ બધા ગુણોનો ઉદય થઈ જાય છે. એનું નામ ભક્તિયોગ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૪૨૮)

# અધ્યાય ૭ મો—જ્ઞાનવિજ્ઞાનયોગ

છઠ્ઠા અધ્યાયની છેવટે શ્રદ્ધાવાન થઇ અંતઃકરણ પરમેશ્વરમાં જોડીને તેને તજનારા અધ્યાત્મનિષ્ઠ યોગીને શ્રેષ્ઠતમ યોગી કહ્યો છે. તેવો યોગી કેવી રીતે અંતઃકરણને પરમેશ્વરમાં જોડી કેવા ક્રમે ભજે છે, તે હવે આ અધ્યાયમાં વર્ણવે છે.

| | |
|---|---|
| ૧ થી ૭ | વિજ્ઞાનસહિત જ્ઞાનનો વિષય. |
| ૮ થી ૧૨ | જગતમાં ઇશ્વિરની વ્યાપકતાનું કથન. |
| ૧૩ થી ૧૯ | આસુરી સ્વભાવવાળાની નિંદા અને ભગવદ્‌ભકતોની પ્રશંસા. |
| ૨૦ થી ૨૩ | અન્ય દેવોની ઉપાસનાનો વિષય. |
| ૨૪ થી ૩૦ | ભગવાનના પ્રભાવ અને સ્વરૂપને ન જાણનારાઓની નિંદા અને જાણનારાઓનો મહિમા. |

---

શ્રીરામકૃષ્ણ:—જે ભગવાનનો ભક્ત છે તે ચિત્તની સ્વસ્થતા કદી ગુમાવતો નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૩૯૫)

श्रीभगवानुवाच ।

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२
मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३
भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६

श्रीरामकृष्णः—चातक केवळ आकाशनुं ज पाणी पीए छे; तरसने लीधे जीव जतो होय तोपण ऊंचुं ज मों राखे अने आकाशमांथी

( अनुसंधान माटे जुओ पान १२६ )

શ્રીભગવાન બોલ્યાઃ–

(૧) હે પાર્થ! મારામાં આસક્ત મનવાળો, મારા આશ્રયવાળો તથા યોગ કરતો તું સમગ્ર (વિભૂતિવાળા) મને, જે પ્રકારે સંશય વિના જાણીશ તે સાંભળ. (૨) હું તને વિજ્ઞાનસહિત આ જ્ઞાન સંપૂર્ણ કહીશ કે, જેને જાણીને આ લોકમાં બીજું વિશેષ જાણવા જેવું બાકી રહેતું નથી.

(૩) હજારો મનુષ્યોમાં કોઇકજ સિદ્ધિને માટે યત્ન કરે છે અને યત્ન કરતા સિદ્ધોમાં પણ કોઇકજ મને તત્ત્વથી જાણે છે.

(૪) પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠજ પ્રકારે વિભાગ પામેલી મારી આ પ્રકૃતિ છે. (૫) આ પ્રકૃતિ અપરા (ગૌણ) છે, પણ હે મહાબાહો! આનાથી પરા (શ્રેષ્ઠ) પ્રકૃતિને જીવરૂપ તું જાણ, કે જેના વડે આ જગત ધારણ કરાય છે.

(૬) સર્વ ભૂતો આ બે પ્રકૃતિથી ઉપજેલાં છે એમ તું જાણ; સમગ્ર જગતનો ઉત્પાદક તથા સંહારક હું છું.

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजयः।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७॥

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८॥
पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम्।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥
ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि १२

વરસાદનું ટીપું પડે તેજ ઝીલીને પીએ; ગંગા, યમુના, સાત સમુદ્ર જળથી ભરપૂર હોય તોપણ પૃથ્વી ઉપરનું પાણી તેને કશા ખપનું નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૪૧)

(૭) હે ધનંજય ! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કાંઇ પણ નથી; દોરામાં મણિઓના સમૂહની પેઠે મારામાં આ સર્વ પરોવાયલું છે.

(૮) હે કૌંતેય! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું, સર્વ વેદોમાં પ્રણવ (ૐકાર) હું છું, આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું; (૯) વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન હું છું; અને તપસ્વીઓમાં તપ હું છું. (૧૦) હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન બીજ તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું; (૧૧) કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું; હે ભરતશ્રેષ્ઠ! પ્રાણીઓમાં ધર્માનુકૂલ કામ હું છું. (૧૨) વળી જે સાત્વિક, રાજસિક તથા તામસિક એ પ્રમાણે જે ભાવો છે તેઓને તું મારાથીજ ઉપજેલા જાણ; હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् १३
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥
चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ १६
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥

---

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી રજોગુણ નિર્મૂળ ન થાય ત્યાંસુધી ભગવાનમાં મન સ્થિર થઇ શકેજ નહિ; ને તેના પર દૃઢ પ્રેમ થયા વિના તેની પ્રાપ્તિ પણ થાય નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૫૪)

(૧૩) આ સર્વ જગત ત્રણ ગુણોના વિકાર-રૂપ આ ભાવો વડે મોહિત થઇને એઓથી પર અને વિકારરહિત એવા મને જાણતું નથી; (૧૪) કેમકે મારી આ ગુણમયી દવી માયા તરવી કઠિન છે; જેઓ મનેજ શરણે થાય છે તેઓ આ માયાને તરે છે. (૧૫) માયાવડે હરાઇ ગયેલા જ્ઞાનવાળા, મૂઢ, પાપી અને આ-સુરી ભાવનો આશ્રય કરનારા અધમ પુરુષો મને શરણે થતા નથી.

(૧૬) હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે; આર્ત્ત (દુઃખી), જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળો અને જ્ઞાની.* (૧૭) તેઓમાં (જે મારા ધ્યાનમાં)

---

* (૧) જે રોગ અથવા શરીરદુઃખથી પીડાતો હોય અને દુઃખના નિવારણાર્થે પ્રભુને ઘણા કરુણ-ભાવથી યાદ કરતો હોય તે આર્ત્તભક્ત કહેવાય છે. જેમકે:–દ્રૌપદી, ગજરાજ, સુધન્વા વગેરે.

(૨) જે રાત્રિદિવસ પ્રભુને શોધવામાં–જાણવામાં મચેલો રહે છે તે જિજ્ઞાસુ ભક્ત કહેવાય છે. જેમકે:–

(અનુસંધાન માટે જુઓ પાન ૧૩૧)

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्
बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः १९

શ્રીરામકૃષ્ણઃ—આનંદ ત્રણ જાતનો હોય છે–વિષયાનંદ, ભજનાનંદ અને બ્રહ્માનંદ. જેમનો આનંદ કામિનીકાંચનના ઉપભોગમાંજ મર્યાદિત થયેલો છે તેઓના આનંદને વિષયાનંદ કહે છે. ઈશ્વરના પવિત્ર નામનું અથવા તેના ગુણનું કીર્તન કરવાથી પ્રાપ્ત થતા આનંદને ભજનાનંદ કહે છે; અને ભગવાનના દર્શનથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેને બ્રહ્માનંદ કહે છે. બ્રહ્માનંદનો ઉપભોગ કર્યા પછી ઋષિમુનિઓ પોતાની મરજી મુજબ વર્તન કરતા હતા.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન પ૨પ)

સદા જોડાઈ રહેનારો અને અનન્ય ભક્તિવાળો જ્ઞાની છે તે અતિ ઉત્તમ છે; કારણકે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે(જ્ઞાની) મને અત્યંત પ્રિય છે.

(૧૮) એ બધા ઉત્તમજ છે, પરંતુ જ્ઞાની તો મારો આત્માજ છે, એવો મારો મત છે; કેમકે તે એકાગ્રચિત્તવાળો થઇને સર્વોત્તમ ગતિરૂપ મનેજ આશ્રય કરી રહ્યો છે. (૧૯) બહુ જન્મોને અંતે જ્ઞાની "સર્વ કાંઇ વાસુદેવજ છે"

---

સાધન કરનારા ઋષિમુનિઓ, પરીક્ષિત રાજા વગેરે.

(૩) જે શરીરસુખ, સ્ત્રીસુખ, પુત્રસુખ, રાજ્ય-સુખ, સ્વર્ગસુખ અને બીજા સાંસારિક પદાર્થોની પ્રાપ્તિને માટે પ્રભુને યાદ કરે છે તે અર્થાર્થી ભક્ત કહેવાય છે. જેમકેઃ—ધ્રુવ, વિભીષણ, સુગ્રીવ આદિ.

(૪) જે શરીરનાં સુખદુઃખાદિને સહન કરીને કોઇ પણ ભોગ્ય પદાર્થની ઇચ્છા વિના અને કોઇ પણ અન્ય વસ્તુને જાણવાની ઇચ્છા વિના "પ્રભુનું ભજન કરવું એ મારી ફરજ છે" એવું સમજીને રાત્રિદિવસ પ્રભુભજનમાં લીન રહે છે તે જ્ઞાની ભક્ત કહેવાય છે. જેમકેઃ—સનત્કુમાર, નારદ વગેરે.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हितान् २२

શ્રીરામકૃષ્ણઃ—જે પોતે ઈશ્વરને વળગીને ચાલે તેને કદાચ પડી જવાનો ભય રહે, પણ ઈશ્વર જેને પકડી રાખે છે તેને તો તેવો ભય હોતોજ નથી. છોકરો પોતાના બાપનો હાથ પકડીને ખેતરની પાળ ઉપર ચાલતો હોય તો તે કદાચ પોતાની ગફલતથી ખાડામાં પડી જાય ખરો; પણ બાપે જો તેનો હાથ પકડ્યો હોય તો તે કદી પડી જશે નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૪૫)

એમ જાણતો મને પામે છે; તે મહાત્મા અતિ દુર્લભ છે.*

(૨૦) તે તે કામનાઓવડે હરાયલા જ્ઞાનવાળા તેમજ પોતાની પ્રકૃતિવડે બંધાયલા (મનુષ્યો) તે તે નિયમનો આશ્રય કરીને બીજા દેવતાઓને શરણે જાય છે.

(૨૧) જે જે ભક્ત જે જે (મારા) શરીરને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે તેની તેની તેજ શ્રદ્ધાને હું અચળ કરૂં છું.

(૨૨) તે શ્રદ્ધાથી યુક્ત થઇને તે તેનું આરાધન કરે છે અને તે(દેવતા)દ્વારા મેંજ નિર્માણ કરેલા હિતકારી વિષયોને પામે છે.

---

* લૌકિક પદાર્થ માટે જેઓ મને ભજે છે તેઓ તે પદાર્થ પામે છે, પણ પછી તેની અસારતા ઝટ અનુભવાતાં તેઓ મનેજ પામવા ઇચ્છીને સંસારમુક્ત થાય છે. જે વિશેષ રજોગુણી તથા તમોગુણી પુરુષો પોતાની ઇચ્છા પૂરી થવા માટે ક્ષુદ્ર દેવો વગેરેને ઉપાસે છે તેઓ તો આ જન્મમરણરૂપી સંસારમાં ભટક્યાજ કરે છે.

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि २३

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥
नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् २५
वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥
इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥
येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરનો આનંદ માત્ર એકજ-વાર પણ ચાખવા પામે તો પછી તેમને સંસાર ઉપર સુખબુદ્ધિ થાયજ નહિ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૮૭)

(૨૩) પરંતુ તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત હોય છે; દેવોને પૂજનારા દેવોને પામે છે (અને) મારા ભક્તો મનેજ પામે છે.

(૨૪) સર્વોત્તમ અને નિર્વિકાર એવા મારા પરમાત્મસ્વરૂપને નહિ જાણતા અવિવેકીઓ અપ્રકટ એવા મને પ્રાકટ્ય પામેલો માને છે.

(૨૫) યોગમાયાથી ઢંકાયલો હું સર્વને પ્રત્યક્ષ નથી, (તેથી) આ મૂઢ લોક અજન્મા અને અવિનાશી એવા મને જાણતા નથી.

(૨૬) હે અર્જુન! ભૂતકાળનાં, વર્તમાન-કાળનાં તથા ભવિષ્યકાળનાં ભૂતોને હું જાણું છું; પરંતુ મને કોઇ જાણતું નથી.

(૨૭) હે ભારત! હે પરંતપ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા (રાગદ્વેષાદિ) દ્વંદ્વના મોહ વડે સર્વ પ્રાણીઓ ઉત્પત્તિ સમયે અત્યંત મોહ પામે છે; (૨૮) પરંતુ જે પુણ્ય કર્મવાળા મનુ-ષ્યોનું પાપ નાશ પામ્યું હોય છે તેઓ (રાગ-દ્વેષાદિ) દ્વંદ્વના મોહથી મુક્ત અને દૃઢ વ્રત-વાળા થઇને મને ભજે છે.

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् २९
साधिभूताधिदैवं मां साधियज्ञं च य विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३०

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञान-योगो नाम सप्तमोऽध्यायः ॥७॥

---

સ્વામી રામદાસઃ—રસ્તામાં સર્પના આકારનું કાષ્ઠ પડેલું જોતાંજ અતિશય ભય લાગે છે; પરંતુ "એ તો લાકડુંજ છે" એમ જાણી ગયા પછી જેમ તેને કોઇ પણ મારતું નથી, તેજ પ્રમાણે માયા અત્યંત ભયકારક છે ખરી; પરંતુ વિચાર કરી જોતાં તો તે મિથ્યા જણાયા પછી તેનો ભય શા માટે રાખવો ?

( શ્રીદાસબોધ—પાન ૨૩૩ )

(૨૯) જેઓ મારો આશ્રય કરીને જરામરણથી છૂટવા માટે પ્રયત્ન કરે છે તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સમસ્ત કર્મને જાણે છે.

(૩૦) જેઓ અધિભૂત, *અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે તે (મારામાં) એકાગ્ર ચિત્તવાળા પુરુષો પ્રયાણકાળે પણ મને જાણે છે.

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા
યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં
શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે
"જ્ઞાનવિજ્ઞાનયોગ" એ નામનો
સાતમો અધ્યાય સંપૂર્ણ.



* આ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ શું તે હવે પછીના અધ્યાયમાં સમજાવે છે.

# प्रभुप्रेम अने परमहंस श्रीरामकृष्णदेव

( રામકૃષ્ણ પરમહંસના ચરિત્ર અને કથામૃત ઉપરથી )

" પોતાને ડાહ્યા સમજનારાઓ એમ માનીને ફુલાયા કરે છે કે, ' આપણે કેવા ચતુર છીએ! ધન, કીર્તિ અને સંસારસુખની કેવી મોજ આપણે લૂંટીએ છીએ!' કાગડો પણ પોતાને ભારે ચતુર સમજે છે; પણ ખરૂં જોતાં તો સવારથી સાંજ સુધી તે વિષ્ટાજ શોધતો ફરે છે અને તેની આંતરિક અશાંતિનો પાર નથી હોતો ! "

" માણસ જો પ્રાણીમાત્રમાં રહેલા પ્રભુનીજ સેવા કરતો હોય અને નામ-કીર્તિ કે સ્વર્ગની ઇચ્છા ન રાખતો હોય તથા જેમની સેવા કરે તેઓ પાસે પણ કશો બદલો ઇચ્છે નહિ, તો તો તે નિષ્કામ કર્મ એટલે કર્મયોગજ કરે છે અને પરમ લાભ સાધે છે; કેમકે એ પરમ પરમાત્માદર્શન, પરમધામ અથવા મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે."

" બાળક મા માટે રડે છે, તેમ પ્રભુ માટે પણ જેને એટલી તાલાવેલી જાગી ઊઠે કે મનુષ્ય રડી પડે, તો તે પણ જરૂર તેને મળે."

# अध्याय ८ मो–अक्षरब्रह्मयोग

સાતમા અધ્યાયને અંતે બ્રહ્મ, અધ્યાત્મ, આદિ જે પદાર્થ કહ્યા તે પ્રત્યેકના સ્વરૂપનું વિવેચન કરી મુમુક્ષુને પ્રયાણકાળે કર્તવ્ય, ધ્યાતવ્ય અને પ્રાપ્તવ્ય શું છે, તેમજ કર્મ કરનારાઓનો અને ઉપાસકોનો ગંતવ્ય માર્ગ કયો છે, તે આ અધ્યાયમાં કહેવામાં આવે છે. પ્રથમ બ્રહ્મ ઇત્યાદિમાં જણાવેલા બ્રહ્માદિ શબ્દોના અનેક અર્થ હોવાથી તેનો યોગ્ય અર્થ જાણવાની ઇચ્છાથી અર્જુન પ્રશ્ન કરે છે.

| | |
|---|---|
| ૧ થી ૭ | અર્જુનના સાત પ્રશ્નો અને તેના ઉત્તર. |
| ૮ થી ૨૨ | ભક્તિયોગનો વિષય. |
| ૨૩ થી ૨૮ | શુક્લ અને કૃષ્ણગતિઓનો વિષય. |

---

સ્વામી રામદાસઃ—પારસથી બનેલું લોહનું સુવર્ણ કાંઈ લોઢું થતું નથી, તેમ આત્મસ્વરૂપને પામેલા સાધુને પુનર્જન્મ હોતો નથી.

( શ્રીદાસબોધ–પાન ૩૫૧ )

अर्जुन उवाच ।

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

श्रीभगवानुवाच

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥

શ્રીરામકૃષ્ણ:—તેમ ઈશ્વરનું દર્શન કરનારની અવસ્થા બાહ્યદષ્ટિએ ચંચળ દેખાતી હોવા છતાં પણ અંદરથી શાંતજ હોય છે. ઈશ્વરનું દર્શન કરનાર કોઇ વાર ગાંડા જેવો તો કોઇ-વાર પિશાચ જેવો જોવામાં આવે છે; વળી કોઇ વાર જડ જેવો દેખાય છે; કેમકે અંદર તેમજ બહાર બધે ઠેકાણે ઈશ્વરનું દર્શન કરીને તે દિગ્મૂઢ થયેલો હોય છે. કોઈ વાર તે બાળકના જેવું આચરણ કરતો પણ જોવામાં આવે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૪૯)

અર્જુન બોલ્યોઃ—

(૧) હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? અધિભૂત શું કહ્યું? અધિદૈવ શું કહેવાય છે? (૨) હે મધુસૂદન! આ શરીરમાં અધિયજ્ઞ કોણ (અને) કયા પ્રકારે છે? તથા વશ કરેલાં ચિત્તવાળાઓ વડે દેહત્યાગ—સમયે આપ કેવી રીતે જણાઓ છો?

શ્રીભગવાન બોલ્યાઃ—

(૩) જે નાશરહિત છે તે પરમબ્રહ્મ* છે, (તેનો) પોતાનો ભાવ તે અધ્યાત્મ કહેવાય છે અને ભૂતભાવની ઉત્પત્તિ કરનાર વિસર્ગ (વ્યવ-

---

* જીવ પણ અક્ષર (નાશરહિત) છે તો તે પણ પરબ્રહ્મ કેમ નહિ? તેનો ઉત્તર એ છે કે, બ્રહ્મની પેઠે જીવ કાંઇ જગતનું મૂળ કારણ નથી. શ્રુતિ કહે છે કે, "**एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंति।** અર્થાત હે ગાર્ગિ! બ્રહ્મવેત્તાઓ જેને અક્ષરબ્રહ્મ કહે છે તેનેજ કારણરૂપ જાણવા." માટે જીવનું સ્વરૂપ જોતાં તે બ્રહ્મરૂપ નથી; જો કે પોતાના મૂળ સ્વરૂપે તો બધુંજ બ્રહ્મ છે, પણ અહીં એ વાત કહેવાનો ઉદ્દેશ નથી. માત્ર એ બંને વચ્ચે ફેર શું છે તે કહેવાનો ઉદ્દેશ છે. **—સંપાદક**

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥
अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥५॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥
तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥

શ્રીરામકૃષ્ણ:–ગીતાનો ઉપદેશ એજ છે કે, હે જીવ! સર્વસ્વનો ત્યાગ કરીને ભગવાનની પ્રાપ્તિ કરવાનો યત્ન કર. તું ગૃહસ્થ હોય કે સંસારી હોય પણ મનથી તમામ પ્રકારની આસક્તિનો ત્યાગ કર.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૪૭૮)

હાર) કર્મ નામે કહેવાય છે.

(૪) નાશવંત પદાર્થ અધિભૂત છે અને પુરુષ (હિરણ્યગર્ભ*) અધિદૈવત છે; તથા હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! હુંજ આ દેહમાં અધિયજ્ઞ છું.

(૫) જે (મનુષ્ય) અંતકાળે મારૂંજ સ્મરણ કરતો શરીર છોડીને જાય છે તે મારા ભાવને પામે છે એમાં સંશય નથી; (૬) અથવા હે કૌંતેય! અંતકાળે (મનુષ્ય) જે જે ભાવનું સ્મરણ કરતો શરીરને છોડે છે તેને તેનેજ પામે છે; (કેમકે) સર્વદા તે ભાવની ભાવનાવાળો (તે) હોય છે. (૭) માટે સર્વકાળમાં તું મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર; મન અને બુદ્ધિને મારામાં જેણે અર્પણ કરેલાં છે એવો તું નિઃસંદેહ મનેજ પ્રાપ્ત થઇશ.

(૮) હે પાર્થ! અભ્યાસયોગથી યુક્ત અને બીજે ન જનારા ચિત્તવડે ચિંતન કરતો (મનુષ્ય) પરમ દિવ્ય પુરુષ (પરમાત્મા) ને પામે છે.

*સૂર્યમંડળના અધિષ્ઠાયક દેવ છે.

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनु-
स्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं
तमसः परस्तात् ॥९॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो
योगबलेन चैव। भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो
वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं
संग्रहेण प्रवक्ष्ये ॥११॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणां १२
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् १३

---

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરની કૃપા થયા પછી જ્ઞાનની શી ખોટ ? જુઓને, હું તદ્દન અભણ છું; કાંઈ ભણ્યોગણ્યો નથી, તે છતાં આ બધું કોણ

( અનુસંધાન માટે જુઓ પાન ૧૪૬ )

(૯) સર્વજ્ઞ, પુરાણ (અનાદિ), સર્વના નિયંતા, સૂક્ષ્મથી અતિ સૂક્ષ્મ, સર્વને ધારનાર, અચિંત્ય રૂપવાળા, સૂર્ય સમાન વર્ણવાળા અને (અજ્ઞાનરૂપ) અંધકારથી દૂર એવા પરમ પુરુષનું (૧૦) જે ચિંતન કરે છે, તે (મનુષ્ય) ભક્તિ તથા યોગબળથી યુક્ત થઇને પ્રયાણકાળે અચળ મન વડે બે ભ્રૂકુટિના મધ્યમાં સારી રીતે પ્રાણને સ્થાપીને પરમ દિવ્ય પુરુષને પામે છે.

(૧૧) વેદવેત્તાઓ જેને અક્ષર (અવિનાશી) કહે છે, રાગરહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે (અને) જેને ઇચ્છનારાઓ બ્રહ્મચર્યને પાળે છે તે પદ હું તને સંક્ષેપમાં કહું છું.

(૧૨) સર્વ (ઇંદ્રિયરૂપી) દ્વારોને વશ કરી, મનને હૃદયમાં રોકી અને પોતાના પ્રાણને મસ્તકે (બ્રહ્મરંધ્રમાં) સ્થાપીને યોગધારણાનો આશ્રય કરનારો (૧૩) જે (મનુષ્ય) "ૐ" એવા એકાક્ષરરૂપ બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને મારૂં સ્મરણ કરતો દેહ ત્યજી પ્રયાણ કરે છે તે પરમગતિને પામે છે.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः १५
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

બોલાવે છે? યાદ રાખજે કે એ જ્ઞાનનો ભંડાર અખૂટ છે. આપણા દેશમાં વાણિયા અનાજ માપે છે ત્યારે એક માણસ 'લાભોજીને લાભોજી-જીને!' કહીને પાલીઓ ગણતો જાય છે અને બીજો માણસ અનાજના ઢગલામાંથી હાથ વડે અનાજ તેની પાસે સેરવતો જાય છે. પેલાનું કામ તો અનાજને માપી માપીને આપવાનું-જ છે. હું જેમ જેમ બોલતો જાઉં છું તેમ તેમ નવું જ્ઞાન મારી પાસે આવતું જ જાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૨૩૭)

(૧૪) હે પાર્થ ! જે બીજામાં ચિત્ત નહિ રાખતો નિત્ય અવિચ્છિન્ન મારૂં સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગીને હું સુલભ છું. (૧૫) મને પામીને પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ દુઃખના સ્થાનરૂપ અને અશાશ્વત એવા પુનર્જન્મને પામતા નથી. (૧૬) હે અર્જુન ! બ્રહ્મલોક સુધીના લોક પુનરાવૃત્તિ પામનારા છે;* પરંતુ હે કૌંતેય ! મને પ્રાપ્ત કરીને

* બ્રહ્મલોક પણ નાશવંત હોવાથી ત્યાં ગયેલા અજ્ઞાની લોકોનો પણ નાશજ થાય; અને જેઓ ઉપલા ક્રમે મોક્ષદાયક ઉપાસના કરીને બ્રહ્મલોકમાં જાય, તેઓ ત્યાં પૂર્ણજ્ઞાની થઇને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે; જેમકે:—

**ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।**
**परस्यान्ते कृतात्मानः प्रविशंति परं पदम् ॥**

"બ્રહ્માના પરમ આયુષ્યને અંતે મહાપ્રલય થાય ત્યારે જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય તે સર્વ મહાત્માઓ બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે;" પણ જેઓ માત્ર કર્મવડેજ બ્રહ્મલોકમાં જાય છે તેમને

(અનુસંધાન માટે જુઓ પાન ૧૪૯)

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७**

શ્રીરામકૃષ્ણઃ–તોપણ સાધન કરવાની જરૂર તો છેજ. સાધક બે પ્રકારના હોય છે. એક પ્રકારના સાધક વાંદરીના બચ્ચાં જેવા હોય છે અને બીજા બિલાડીનાં બચ્ચાં જેવા હોય છે. વાંદરીનું બચ્ચું પોતાની માને ગમે તેમ કરીને પોતાના બળથી વળગી રહે છે. એજ પ્રમાણે કેટલાક સાધકો દૃઢ નિશ્ચય કરે છે કે આટલો અભ્યાસ તો રોજ કરવોજ જોઇએ, આટલા વખત સુધી ધ્યાન કરવુંજ જોઇએ, આવી અને આટલી તપશ્ચર્યા તો કરવીજ જોઇએ. એવા સાધકો પોતાના આત્મબળથી ઈશ્વરને પકડી લેવાનો યત્ન કરે છે.

( અનુસંધાન માટે જુઓ પાન ૧૫૦ )

પુનર્જન્મ રહેતો નથી.

(૧૭) હજાર યુગ× સુધીનો બ્રહ્માનો જે દિ-

મુક્તિ મળતી નથી.

શંકાઃ—જો બ્રહ્મલોક આદિનો પણ ત્રિલોકીની પેઠે નાશ થતો હોય તો પુરાણો તેમને ઉત્તમ કેમ ગણે ? જેમકેઃ—

**तपस्विनो दानशीला वीतरागास्तितिक्षवः ।**
**त्रिलोक्या उपरि स्थानं लभंते शोकवर्जितम् ॥**

"તપસ્વી, દાતા, આસક્તિરહિત તથા સહનશીલ પુરુષો ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોક, એ ત્રિલોકીથી ઉપરના જે મહર્ આદિ શોકવર્જિત ઉત્તમ લોક છે ત્યાં જાય છે."

ઉત્તરઃ-ત્રિલોકી કરતાં તેની ઉપરના બ્રહ્મલોક સુધીના લોકો મોડા નાશ પામે છે, તેથી તેમને ઉત્તમ કહ્યા છે; તે નાશ નહિ થવાના અભિપ્રાયથી કહ્યા નથી; એમ સમજાવવા માટે હવે બ્રહ્માની રાત્રિ અને દિવસનું પ્રમાણ તથા બ્રહ્માનો દિવસ થતાં ત્રિલોકી ઉત્પન્ન થાય છે અને રાત્રિ થતાં ત્રિલોકીનો લય થાય છે, એ વાત કહે છે.

× ઉપર કહેલા યુગ શબ્દને ચાર યુગના અર્થમાં જાણવો. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, "**चतुर्युगसहस्रं**

(અનુસંધાન માટે જુઓ પાન ૧૫૧)

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥
परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०

પણ બિલાડીનાં બચ્ચાં પોતે માને વળગતાં નથી. તે તો પડ્યાં પડ્યાં મ્યાંઉં મ્યાઉં કરીને માને બોલાવે છે અને માની મરજીમાં આવે તેવી તેમની વ્યવસ્થા કરે છે. કોઈવાર બચ્ચાંને મોંમાં પકડીને કોઇ ગૃહસ્થના પલંગ ઉપર લઈ જઇને સુવડાવી આવે છે તો કોઇ વાર માળિયે લાકડાં ભર્યાં હોય તેનાં પોલાણમાં પણ મૂકી આવે છે. મા પોતે તેમને મોંમાં પકડીને ફાવે ત્યાં લઇ જાય છે. તેઓ પોતે માને પકડી શકતાં નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૧૧)

વસ છે અને હજાર યુગ સુધીની તેમની જે રાત્રિ-
છે તેને જે મનુષ્યો જાણે છે તેઓ દિવસ-રાત્રિ
ને જાણનારા છે. (૧૮) (બ્રહ્માનો) દિવસ આવે
છે ત્યારે અવ્યકતથી સર્વ વ્યક્તિઓ પ્રકટે છે
અને રાત્રિ આવે છે ત્યારે તે અવ્યક્ત નામ-
વાળામાંજ લય પામે છે. (૧૯) હે પાર્થ! તેજ
આ પ્રાણીઓનો સમૂહ પ્રકટી પ્રકટીને રાત્રિ
આવે છે ત્યારે પરવશ થઇ લય પામે છે અને
દિવસ આવે છે ત્યારે ઉત્પન્ન થાય છે; (૨૦)
પરંતુ તે અવ્યક્તથી પણ જુદો બીજો અવ્ય-

---

**तु ब्रह्मणो दिनमुच्यते**। અર્થાત્ ચાર હજાર યુગ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે." એમાં '**ब्रह्मणः**' શબ્દથી બ્રહ્મા ઉપરાંત મહર્લોક આદિના નિવાસી પણ સમજવા. બ્રહ્માના આયુષ્યની ગણના આ પ્રમાણે કહી છે:—

મનુષ્યોનું વર્ષ તે દેવોનો રાત્રિ-દિવસ છે; એવા દિવસો પ્રમાણે પક્ષ, માસ અને વર્ષની ગણતરી કરતાં ૧૨ હજાર વર્ષના ચાર યુગ થાય છે. એવા ચાર હજાર યુગ વડે બ્રહ્માનો એક દિવસ થાય છે; અને તેવડીજ તેમની રાત્રિ થાય છે; એવાં દિવસ-રાત્રિ વડે પક્ષ, માસ અને વર્ષ ગણતાં એવાં સો વર્ષ જેટલું બ્રહ્માનું પરમ આયુષ્ય છે.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥२१॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् २२

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३
अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४

શ્રીરામકૃષ્ણ:—ગાદી, તકિયા, ઠાઠમાઠ વગેરે સાધારણ વસ્તુઓ માટે શું પોતાના આંતર ધર્મનો—સર્વસ્વનો નાશ કરી નાખવો? સિદ્ધિઓ જેવી તુચ્છ વસ્તુઓ મેળવી પોતાના સર્વસ્વ-રૂપ પરમાત્માથી દૂર રહેનાર ગુરુઓ પણ આ વેશ્યાના જેવા જ છે!

( શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૭૭ )

ક્ત સનાતન જે ભાવ છે, તે સર્વભૂતો નાશ પામે છે છતાં નાશ પામતો નથી. (૨૧) (એ) અવ્યક્ત 'અક્ષર' એમ કહેવાય છે અને તેને (શ્રુતિઓ) પરમગતિ કહે છે; જેને પામીને જ્ઞાનીઓ પાછા (સંસારમાં) આવતા નથી તે મારૂં પરમ ધામ છે.

(૨૨) હે પાર્થ ! ભૂતો જેની અંદર રહ્યાં છે અને જેના વડે આ સર્વ વ્યાપેલું છે તે 'પરમ પુરુષ' તો અનન્યભક્તિ વડે પ્રાપ્ત કરાય છે.

(૨૩) હે ભરતશ્રેષ્ઠ ! હવે જે કાળે મરણ પામેલા યોગીઓ અનાવૃત્તિ (મોક્ષ)ને તથા આવૃત્તિ (પુનર્જન્મ)ને પામે છે તે કાળને હું કહું છું.

(૨૪) ×અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને છ મહિનારૂપ ઉત્તરાયણ, તેમાં પ્રયાણ કરી

---

× આ શ્લોક ઉપર શ્રીમત્ શંકરાચાર્ય કહે છે કેઃ— અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે પ્રયાણ કરી ગયેલા બ્રહ્મવેતાઓ બ્રહ્મને પામે છે.

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५**

શ્રીરામકૃષ્ણઃ–દુરાગ્રહથી મતવાદ ઊભો કરવો એ ઠીક નથી. એક માણસ દિશાએ જવા ગયો હતો, તેના જોવામાં બહુરૂપી જાનવર આવ્યું; તેણે પોતાના મિત્રોને વાત કરી કે આજે મેં એક લાલ રંગનું જાનવર જોયું. તેણે માની લીધું કે એનો રંગ લાલજ હોવો જોઇએ. બીજો માણસ જે ત્યાં થઇને આવ્યો તેણે કહ્યું કે તે તો આસમાની રંગનુંજ છે. તેણે માની લીધું કે તેનો રંગ આસમાનીજ હોવો જોઇએ; પણ એક માણસ જે હમેશાં ઝાડ નીચેજ રહેતો હતો તેણે કહ્યું કે તમો બધાઓનું કહેવું સત્ય છે. તે ઘડીમાં લાલ અને ઘડીકમાં આસમાની પણ થઇ જાય છે; એટલુંજ નહિ પણ તે તરેહ તરેહના રંગવાળું તો કોઈ વાર રંગ વિનાનું પણ બની જાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૩૯૩)

ગયેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને પામે છે;* (૨૫) તેમજ ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ અને છ મહિનારૂપ દક્ષિણાયન, તે (સમય)માં (જનારો)[1] યોગી ચંદ્રની જ્યોતિને પ્રાપ્ત થઇ પાછો આવે છે.[2]

---

* શ્રીરામાનુજાચાર્ય તથા શ્રીવલ્લભાચાર્ય કહે છે કે, અગ્નિ આદિ સમયમાં ગમન કરનારા બ્રહ્મવેત્તાઓજ બ્રહ્મને પામે છે; અર્થાત્ આ ગતિ સામાન્ય જનો માટે કહી નથી.

(મૂળમાં '**ब्रह्मविद्**' શબ્દનો પ્રયોગ છે તેથી ઉપરનો ભાવ મૂળનેજ અનુસરતો ગણાય, એટલે તેમાં દર્શાવેલી ગતિ સામાન્ય જનો માટે નજ હોય.—**ભિક્ષુઅખંડાનંદ**)

૧ આ શ્લોક ઉપર શ્રીમત્ શંકરાચાર્ય કહે છે કે, ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના ૭ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે જનારો યોગી ચંદ્રલોકને પામીને છેવટે પાછો અહીં જન્મ ધારણ કરે છે.

૨ શ્રીરામાનુજાચાર્ય તથા શ્રીવલ્લભાચાર્યનું કહેવું છે કે, જે યોગીઓના હૃદયબળનો પૂરો વિકાસ થયો નથી અને જેઓ મનોબળદ્વારા ઉત્તરાયણકાળમાં શરીરનો ત્યાગ કરી શકતા નથી, તેઓ ચંદ્રલોકમાં જઇને કાલાંતરે પોતાની ઉન્નતિ કરવા માટે પુનર્જન્મ લે છે.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽवर्तते पुनः ॥२६॥
नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥
वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं
प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी
परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्म-
योगो नाम अष्टमोऽध्यायः ॥८॥

---

શ્રીરામકૃષ્ણઃ–પાંડિત્યનો અહંકાર એ પણ અજ્ઞાન છે. 'એક ઈશ્વર સર્વ પ્રાણીમાત્રમાં છે' એ નિશ્ચયાત્મક પ્રતીતિ તેજ ખરૂં જ્ઞાન અને ઈશ્વરને વિશેષરૂપે જાણવો તેનું નામ વિજ્ઞાન.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૨૪૭)

(૨૬) ખરેખર! જગતની આ શુકલ* અને કૃષ્ણ ગતિઓ નિત્ય મનાયલી છે; એકથી પાછા આવતા નથી અને બીજીથી ફરી (સંસારમાં) પાછા આવે છે. (૨૭) હે પાર્થ! આ બંને માર્ગોને જાણતો કોઈ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન! તું સર્વકાળમાં યોગયુક્ત થા.

(૨૮) આ જાણીને યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં તથા દાનોમાં જે પુણ્યનું ફળ કહ્યું છે તે સર્વને ઓળંગી જાય છે અને પરમ આદિ સ્થાન(મોક્ષ)ને પામે છે.

---

**એ પ્રમાણે ઉપનિષદ્‌, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "અક્ષરબ્રહ્મયોગ" એ નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

* શુકલ ગતિ એટલે દેવયાન માર્ગ અને કૃષ્ણ ગતિ એટલે પિતૃયાન માર્ગ.

# શુભ ગ્રંથોનું સામર્થ્ય

સોરઠા

માનવ મોટું ભાગ્ય જો તું ઇચ્છે તાહરૂં;
તો તો ઝટપટ જાગ્ય, સદ્ગ્રંથો હાકલ કરે.
મહાપુરુષનો સંગ, માનવ મળવો દોહલો;
આપે એનો રંગ, ઉપદેશોના ગ્રંથ શુભ.
અંધકાર અજ્ઞાન, દૂરજ કરવા ઉગીયો;
જ્ઞાન-સૂર્ય એ જાણુ, તુજ પૂર્વજનો વારસો.
લોહ સમું જે મન માટીમાં માટી બને;
કર એનું કાંચન, પારસગ્રંથ સમાગમે.
માનવ મોંઘો દેહ, ખેહ થવા નવ ખો વૃથા;
અમરપણું લે તેહ, જ્ઞાન ભજન શુભ કર્મથી.
વ્હેવા ચાહો મિત્ર, મ્હોટા જનને મારગે;
જુએ જ્ઞાન-ચારિત્ર, ચરિત્ર વાંચી તેમનાં.
જીવન ઉત્તમ થાય, ચરિત્ર ઉત્તમ વાંચતાં;
એ અર્થે વંચાય, કથા ગ્રંથ બહુ ચાહથી.

દોહરા

પરમ શ્રેયને પામવા, રાજી કરવા રામ;
ઉત્તમ વાંચન વાંચજો, કરજો રૂડાં કામ.
વૃથા વહેતા સમયની, લેવા શુભ સંભાળ;
ભજજો વીર વિવેકથી, વિવિધ ગ્રંથની માળ.

# अध्याय ९ मो-राजविद्या-राजगुह्ययोग

સાતમા તથા આઠમા અધ્યાયમાં પરમેશ્વરનું સ્વરૂપ કેવળ ભક્તિવડેજ સુલભ છે એ વાત કહી; હવે આ અધ્યાયમાં પોતાનું સ્વરૂપ સમજી શકાય એવું ઐશ્વર્ય તથા ભક્તિનો અસાધારણ પ્રભાવ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

૧ થી ૩ પવિત્ર અવિનાશી રાજધર્મ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

૪ થી ૬ અવ્યક્તનો પ્રભાવ.

૭ થી ૧૦ જગતની ઉત્પત્તિનો વિષય.

૧૧ થી ૧૫ ભગવાનનો તિરસ્કાર કરનારા આસુરી પ્રકૃતિવાળાઓની નિંદા અને દૈવી પ્રકૃતિવાળાઓના ભગવદ્ભજનના પ્રકાર.

૧૬ થી ૧૯ સર્વાત્મરૂપથી પ્રભાવસહિત ઈશ્વરના સ્વરૂપનું વર્ણન.

૨૦ થી ૨૫ સકામ અને નિષ્કામ ઉપાસનાનું ફળ.

૨૬ થી ૩૪ નિષ્કામ ભગવદ્ભક્તિનો મહિમા.

श्रीभगवानुवाच ।

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् १
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३॥

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥

સ્વામી રામદાસઃ–છાશને વલોવ્યાથી માખણ મળતું નથી; ચોખાનું ધોવણ પીવાથી કાંઇ દૂધનો સ્વાદ આવતો નથી; ફળની છાલ ચાવવાથી કાંઈ ફળનો સ્વાદ આવતો નથી;

( અનુસંધાન માટે જુઓ પાન ૧૬૨ )

શ્રીભગવાન બોલ્યાઃ—

(૧) વળી હું અસૂયારહિત એવા તને વિજ્ઞાનસહિત આ ગુહ્યતમ જ્ઞાન* કહું છું, જેને જાણીને તું અશુભથી મુક્ત થઈશ. (૨) આ (ગુહ્યતમ જ્ઞાન) વિદ્યાઓનો રાજા છે, ગુહ્યોનો રાજા છે (અને) ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષ જણાય એવું, ધર્મયુક્ત, અવિનાશી અને આચરવામાં અત્યંત સુખકારી છે. (૩) હે પરંતપ ! આ ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનારા પુરુષો મને નહિ પામીને મૃત્યુવાળા સંસાર–માર્ગમાં પાછા આવે છે.

(૪) અવ્યક્ત સ્વરૂપવાળા મારા વડે આ સર્વ જગત વ્યાપ્ત છે, સર્વ ભૂતો મારામાં રહેલાં છે, પણ હું તેઓમાં રહેલો નથી. (૫) વળી ભૂતો મારામાં રહેલાં નથી; મારો ઐશ્વરી યોગ તું જો ! ભૂતોને ઉત્પન્ન કરતો તથા ભૂતોને

* ધર્મવિષયક જ્ઞાન "ગુહ્ય" કહેવાય છે; આત્મજ્ઞાન "ગુહ્યતર" અને પરમાત્મજ્ઞાન "ગુહ્યતમ" કહેવાય છે.

यथाऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७
प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥
न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥

કૂચા ચાવવાથી કાંઈ શેરડીનો સ્વાદ આવતો નથી; તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાન વિનાનો બીજો અનેક પ્રકારનો ઉપદેશ વ્યર્થ—અસાર છે.

(શ્રીદાસબોધ–પાન ૨૩૨)

ધારણ કરતો મારો આત્મા ભૂતોમાં રહેલો નથી. (૬) જેમ સર્વત્ર ગતિ કરનાર મહાન વાયુ સર્વદા આકાશમાં રહેલો છે, તેમ સર્વ ભૂતો મારામાં રહેલાં છે એમ તું જાણ.

(૭) હે કૌંતેય! કલ્પાંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિને (વિષે લય) પામે છે (અને) કલ્પારંભે તેઓને હું ફરી સૃજું છું. (૮) હું પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને પ્રકૃતિને વશ થવાથી પરતંત્ર એવા આ સમગ્ર ભૂતસમૂહને વારંવાર સૃજું છું; (૯) (છતાં) હે ધનંજય! તે કર્મોમાં આસક્ત નહિ થયેલા અને ઉદાસીનની પેઠે રહેતા મને તે કર્મો બાંધી શકતાં નથી.

(૧૦) હે કૌંતેય! અધ્યક્ષ એવા મારા લીધે પ્રકૃતિ સ્થાવર—જંગમ (જગત)ને ઉત્પન્ન કરે છે; આ કારણથી જગત અનેક પ્રકારે ભમ્યા કરે છે.

(૧૧) ભૂતોના મહાન ઈશ્વર એવા મારા ઉત્કૃષ્ટ પરમાત્મતત્ત્વને નહિ જાણતા મૂઢ મનુ-

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२
महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३
सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४
ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

શ્રીરામકૃષ્ણઃ—જુઓ, માણસ માયાના ફંદામાં છે ત્યાંસુધી તે લીલા નાળિયેર જેવો છે. તેની અંદરનો ગર્ભ ખાવાની ઇચ્છા થાય, તો તમે કાચલીનો થોડો પણ ભાગ ઉખેડ્યા સિવાય ખાઈ શકશો નહિ; પણ માયાતીત પુરુષ તો સૂકું નાળિયેર છે. કાચલીથી ટોપરૂં સ્વતંત્ર છે. તેને

( અનુસંધાન માટે જુઓ પાન ૧૬૬

ષ્યો શરીર ધારણ કરી રહેલા મારી અવજ્ઞા કરે છે; (૧૨) (કેમકે) વૃથા આશાવાળા, વૃથા કર્મવાળા (અને) મિથ્યા જ્ઞાનવાળા અવિવેકીઓ, મોહ કરનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનોજ આશ્રય કરી રહ્યા હોય છે; (૧૩) પરંતુ હે પાર્થ ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરનારા અને બીજામાં ચિત્ત નહિ રાખનારા મહાત્માઓ તો મને ભૂતોના કારણરૂપ અને અવિનાશી જાણીને ભજે છે.

(૧૪) નિરંતર મારૂં કીર્તન કરતા, યત્નશીલ, દૃઢ વ્રતવાળા અને ભક્તિથી મને નમસ્કાર કરતા (તેઓ) નિત્ય (મારામાં) જોડાયલા રહી મને ઉપાસે છે. (૧૫) વળી બીજાઓ જ્ઞાનયજ્ઞથી મારૂં યજન કરતા એકત્વભાવે મને ઉપાસે છે; કેટલાક ભેદભાવે ઉપાસે છે અને કેટલાક વિશ્વવ્યાપી એવા મને અનેક પ્રકારે ઉપાસે છે.

(૧૬) હું (શ્રૌત) યજ્ઞ છું, હું (સ્માર્ત) યજ્ઞ છું, (પિતૃઓને અર્પણ કરાતું) સ્વધા (અન્ન) હું છું, હું ઔષધ છું, હું મંત્ર છું, હુંજ ઘી છું,

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् १८
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा
स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोक-
मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये
मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥२१॥

ખખડાવો એટલે તરતજ જાણો કે અંદર ગોટો થયેલો છે; પછી શરીરથી આત્મા જુદો પડી જાય છે. તેને શરીરની સાથે સંબંધ રહેતો નથી.

(પરમહંસ શ્રીરામકૃષ્ણ—પાન ૨૮૪)

હું અગ્નિ છું અને હું હવનક્રિયા છું. (૧૭) આ જગતનો પિતા, માતા, ધાતા (પ્રાણીઓને કર્મ-ફળ આપનાર) અને પિતામહ હું છું; જાણવા યોગ્ય, પવિત્ર, ૐકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ હુંજ છું. (૧૮) ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃદ્, ઉત્પત્તિ, પ્રલય, સ્થાન, નિધાન ( આધાર ) તથા અવિનાશી બીજ હું છું. (૧૯) હું (સૂર્યરૂપે) તપું છું, જળને ખેંચું છું તથા વરસાદ વરસાવું છું; અને હે અર્જુન ! અમૃત તથા મૃત્યુ, સત્ ને અસત્ ( પણ ) હુંજ છું.

(૨૦) ત્રણ વેદને જાણનારા, સોમ પીનારા તથા નિષ્પાપ થયેલા મનુષ્યો યજ્ઞોવડે મને પૂજીને સ્વર્ગપ્રાપ્તિને ઇચ્છે છે; તેઓ પુણ્યના ફળરૂપ ઇંદ્રલોકને પામીને સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગને ભોગવે છે. (૨૧) તેઓ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્યક્ષીણ થાય છે ત્યારે મનુષ્યલોકને પામે છે; એ પ્રમાણે

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् २२
येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥
यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

સ્વામી રામદાસઃ—માછલાને ગળ ગળવામાં સુખ લાગે છે; પરંતુ તે ગળ ખેંચી કાઢતાં ગળું ફાટી જાય છે. વળી ચારો લઈને દોડી જતાં હરણને સુખ લાગે છે; પરંતુ પાછળ રહી છોડેલા પારધીના બાણથી તે વીંધાઈને પડી જાય છે. વિષય-

( અનુસંધાન માટે જુઓ પાન ૧૭૦ )

વેદોક્ત ધર્મનો આશ્રય કરનારા ભોગેચ્છુઓ ગમનાગમનને પામે છે. (૨૨) એકત્વભાવને પામેલા અને મારૂં ચિંતન કરતા જે મનુષ્યો મને સંપૂર્ણ રીતે ઉપાસે છે તે નિત્ય (મારામાં) જોડાયલાઓના યોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) તથા ક્ષેમ (પ્રાપ્તની રક્ષા) ને હું ચલાવું છું.

(૨૩) હે કૌંતેય! જેઓ બીજા દેવના ભક્ત હોઇ શ્રદ્ધાયુક્ત થઇ (તેમનું) પૂજન કરે છે તેઓ પણ અવિધિપૂર્વક મનેજ પૂજે છે; (૨૪) કારણકે સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ હુંજ છું; પરંતુ તેઓ (અન્ય દેવતાના ભક્તો) મને યથાર્થ સ્વરૂપે જાણતા નથી તેથી (સંસારમાં) પડે છે. (૨૫) દેવોને ભજનારા દેવોને પામે છે, પિતૃઓને ભજનારા પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે અને મને પૂજનારા મને પામે છે.

(૨૬) જે મને પત્ર, પુષ્પ, ફળ કે જળ ભક્તિથી અર્પણ કરે છે તે શુદ્ધ બુદ્ધિવાળા

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ३०
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ३१
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिं

---

સુખોની મીઠાશ પણ એવીજ છે. પ્રથમ સુખનો આભાસ જણાય, પરંતુ પરિણામ નઠારૂં આવે; એટલા માટે ઇશ્વરભક્તિમાં પ્રીતિ રાખવી.

( શ્રીદાસબોધ–પાન ૧૬૮ )

(ભક્ત)ના ભક્તિપૂર્વક અર્પણ કરેલાંને હું સ્વીકારૂં છું. (૨૭) તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે હે કૌંતેય ! મને અર્પણ કર. (મારા નિમિત્તે કર). (૨૮) એ પ્રકારે તું શુભાશુભ ફળવાળાં કર્મબંધનોથી છૂટી જઇશ અને સંન્યાસયોગથી (કર્મફળત્યાગથી) યુક્ત ચિત્તવાળો (તું) મુક્ત થઇને મને પામીશ.

(૨૯) હું સર્વ ભૂતોમાં સમાન છું, મારો (કોઇ) દ્વેષપાત્ર નથી કે પ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેઓમાં છું.

(૩૦) અતિશય દુરાચારી પણ બીજાને નહિ ભજતો જો મને ભજે તો તેને સાધુજ માનવો યોગ્ય છે; કારણકે તે સારી રીતે નિશ્ચય પર આવી ચૂક્યો છે. (૩૧) તે સત્વર ધર્માત્મા થાય છે અને સર્વદા શાંતિને પામે છે; હે કૌંતેય ! તું નિશ્ચય જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી; (૩૨) કેમકે હે પાર્થ !

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ३३
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्या-राजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥



સ્વામી રામદાસઃ--જ્યાંસુધી વિષયો ઉપર વૈરાગ્ય થશે નહિ ત્યાંસુધી જ્ઞાનનો લાભ થઈ શકશે નહિ; પરંતુ આ વૈરાગ્ય વિવેકયુક્ત હોવો જોઇએ. વૈરાગ્યની સાથે વિવેક નહિ હોય તો અનર્થ વિના બીજું પરિણામ થતું નથી; તેથી વ્યાવહારિક સુખ અને પારમાર્થિક સુખ પણ મળતું નથી. (શ્રીદાસબોધ–પાન પર)

જેઓ પાપયોનિવાળા, સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો છે તેઓ પણ મારો આશ્રય કરીને પરમગતિને પામે છે; (૩૩) તો પછી પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ (પરમગતિને પામે એમાં કહેવુંજ) શું? માટે અનિત્ય (અને) સુખરહિત આ લોકને પામીને તું મને ભજ.

(૩૪) તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મને પૂજનારો થા; અને મને નમસ્કાર કર; એ પ્રમાણે અંતઃકરણને જોડીને મારા પરાયણ થયેલો તું મનેજ પામીશ.

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "રાજવિદ્યા-રાજગુહ્યયોગ" એ નામનો નવ મો અધ્યાય સંપૂર્ણ.



# दृढ निश्चय अने प्रमाणिकताना लाभ

જ્યારે એક દૃઢ નિશ્ચયવાળો મનુષ્ય સંસારરૂપી પ્રચંડ રાક્ષસને હિંમતપૂર્વક ગળચીમાંથી પકડે છે ત્યારે તે એવો લાચાર બની જાય છે કે તેથી પકડનારને પણ આશ્ચર્ય થાય છે કે, આ રાક્ષસમાં તો માત્ર કાયરોનેજ ડરાવીને નસાડવાની શક્તિ છે!

એક મજબૂત અંતઃકરણની દૃઢ ઇચ્છા હજારોને ધ્રુજાવી શકે છે. એક સુકલકડી ઠીંગુજી પોતાની દૃઢ ઇચ્છાથી સઘળી બાજી ફેરવી નાખે છે અને પલાયન કરી ગયેલા પ્રચંડ માણસોને પાછા એકત્ર કરી તેમની પાસે ઉત્તમ પ્રકારે યુદ્ધ કરાવે છે.

ઓ પ્રમાણિક પુરુષ! હમેશાં કોઇ ને કોઇ કૂતરો તો તમારી પાછળ ભસ્યાજ કરવાનો. જે માણસ જગતરૂપી કૂતરો ભસવાથી ડરે છે, તેની ઉપર લોકો પણ કૂતરાની પેઠે તુટી પડે છે; અને જો તે નીડરપણે તેની સામે ઊભો રહે છે તો તેઓ ભસતા અટકે છે.

કોઇની નિંદા સાંભળો તો તેનો અર્ધો ભાગજ સાચો માનજો અને કોઇનાં વખાણ સાંભળો તો તેને તેથી બમણો માનપાત્ર સમજજો.

( "ભાગ્યના સ્ત્રષ્ટાઓ "માંથી થોડો ભાવાર્થ )

# अध्याय १० मो–विभूतियोग



સાતમા, આઠમા અને નવમા અધ્યાયમાં પરમેશ્વરનું ભજવાયોગ્ય સ્વરૂપ કહ્યું તથા સંક્ષેપમાં પરમેશ્વરની વિભૂતિ કહી. હવે તે વિસ્તારથી કહેવાને તથા ઈશ્વરભક્તિની આવશ્યકતા સમજાવવાને કહે છે.

| | |
|---|---|
| ૧ થી ૭ | ભગવાનની વિભૂતિ અને યોગશકિતનું કથન તથા તેને જાણવાનું ફળ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે. |
| ૮ થી ૧૧ | ફળ તથા પ્રભાવસહિત ભક્તિયોગનું કથન. |
| ૧૨ થી ૧૮ | અર્જુને કરેલી ભગવાનની સ્તુતિ અને વિભૂતિ તથા યોગશક્તિ કહેવા માટે કરેલી પ્રાર્થના. |
| ૧૯ થી ૪૨ | ભગવાને કરેલું પોતાની વિભૂતિઓ તથા યોગશક્તિઓનું કથન. |

श्रीभगवानुवाच ।

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१
न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥
यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥
बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥
महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ६

સ્વામી રામદાસઃ—જે માણસ 'હું'પણાથી છૂટી જાય છે તેજ મુક્ત થાય છે; પછી તે મૂક હોય વા બોલતો હોય, પરંતુ તે મુક્તજ છે.

(શ્રીદાસબોધ—પાન ૨૮૩)

શ્રીભગવાન બોલ્યા:–

(૧) હે મહાબાહો ! ફરી પણ મારૂં શ્રેષ્ઠ વચન તું સાંભળ, જે પ્રસન્ન થતા તને હિતની ઇચ્છાથી હું કહીશ.

(૨) મારી ઉત્પત્તિને દેવગણો અને મહર્ષિઓ જાણતા નથી; કેમકે હું દેવો અને મહર્ષિઓનો સર્વ પ્રકારે આદિ (કારણ)રૂપ છું. (૩) જે મને અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો મહેશ્વર જાણે છે તે મૂઢતારહિત (પુરુષ) મનુષ્યોમાં સર્વ પાપોથી મુક્ત થાય છે.

(૪) બુદ્ધિ, જ્ઞાન, મોહરહિતપણું, ક્ષમા, સત્ય, દમ (ઇંદ્રિયનિગ્રહ), શમ (મનોનિગ્રહ), સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય, અભય, (૫) અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ, આ જુદા જુદા પ્રકારના પ્રાણીઓના ભાવ મારાથીજ થાય છે. (૬) પૂર્વકાળના સાત મહર્ષિઓ, ચાર (સનકાદિક) તથા (ચૌદ) મનુઓ, જેમની આ પ્રજાઓ લોકમાં છે, તેઓ મારામાં ભાવવાળા અને (મારા) મનથી ઉત્પન્ન

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमान्विताः ॥८
मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥
तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११

સ્વામી રામદાસઃ—પારકાના દુઃખથી જે દુઃખી થાય, બીજાના સુખથી જે સંતોષ માને અને વૈરાગ્ય દેખીને જેને હર્ષ ઉપજે તે સત્ત્વગુણી છે. × × જેને બીજાના દુઃખથી ખેદ થાય તે સત્ત્વગુણી છે.

( શ્રીદાસબોધ-પાન ૧૨૩ )

થયેલા છે. (૭) મારી આ વિભૂતિ તથા યોગને જે યથાર્થ જાણે છે, તે અવિચળ યોગથી યુક્ત થાય છે એમાં સંશય નથી.

(૮) હું સર્વની ઉત્પત્તિનું કારણ છું અને મારાથી સર્વ પ્રવર્તે છે, એમ સમજીને વિદ્વાનો ભાવયુક્ત થઈને મને ભજે છે. (૯) મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણ (ચેષ્ટાઓ) અર્પણ કરનારા, પરસ્પર મારો બોધ કરતા અને મારૂં કથન કરતા (તેઓ) સદા સંતુષ્ટ રહે છે તથા આનંદને પામે છે.

(૧૦) સતત (મારામાં) ધ્યાનયુક્ત રહેતા અને પ્રીતિપૂર્વક ભજતા તેઓ (વિદ્વાનો)ને હું તેવો બુદ્ધિયોગ આપું છું કે જેનાથી તેઓ મને પ્રાપ્ત થાય છે. (૧૧) તેમના પરજ અનુગ્રહ કરવા માટે (તેમના) આત્મભાવમાં રહેલો હું પ્રકાશમાન જ્ઞાનદીપકવડે અજ્ઞાનજન્ય અંધકારનો નાશ કરૂં છું.

अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे १३
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः १४
स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥
वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि॥
कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया १७

સ્વામી રામદાસઃ—જ્ઞાનની વાતો બોલીને જે પોતાનો સ્વાર્થ સાધે, કૃપણ થઇને જે અર્થ-સંચય કરે તથા અર્થસંચયને માટેજ જે પરમા-

( અનુસંધાન માટે જુઓ પાન ૧૮૨ )

અર્જુન બોલ્યોઃ-

(૧૨) આપ પરબ્રહ્મ, પરમધામ અને પરમ પવિત્ર છો; સર્વ ઋષિઓ તથા દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને (૧૩) વ્યાસ આપને પુરુષ, શાશ્વત, દિવ્ય, આદિદેવ, અજન્મા અને વ્યાપક કહે છે અને આપ પોતે પણ મને (એમજ) કહો છો.

(૧૪) હે કેશવ! આપ જે મને કહો છો તે સર્વ હું સત્ય માનું છું; કારણકે હે ભગવન્! આપના પ્રાકટ્યને દેવો અને દાનવો પણ જાણ-તા નથી. (૧૫) હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉ-ત્પન્ન કરનાર! હે ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગત્પતે! આપ પોતેજ પોતાવડે પો-તાને જાણો છો. (૧૬) આપ જે વિભૂતિઓવડે આ લોકોમાં વ્યાપી રહ્યા છો તે પોતાની દિવ્ય વિભૂતિઓ સંપૂર્ણ કહેવાને આપજ યોગ્ય છો. (૧૭) હે યોગિન્! સદા આપનું ચિંતન કર-તો હું આપને કઇ રીતે જાણું? હે ભગવન્! કયા કયા ભાવોમાં આપ મારાવડે ચિંતવવા યોગ્ય

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् १८

श्रीभगवानुवाच ।

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे १९
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥
आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना २२

र्थज्ञाननो उपयोग करे ते पठितमूर्ख छे. पोते वर्तता न होय छतां जे बीजाओने शीखववा जाय, जे ब्रह्मज्ञाननी वातो कर्या करे तथा जे गोस्वामी होइने पराधीन छे, ते पठितमूर्ख छे.

(श्रीदासबोध–पान १३०)

છો ? (૧૮) હે જનાર્દન ! પોતાનો યોગ અને વિભૂતિ ફરી વિસ્તારથી આપ કહો; કેમકે (આપનાં વચનરૂપ) અમૃતને સાંભળતા મને તૃપ્તિ (થતી) નથી.

શ્રીભગવાન બોલ્યા:—

(૧૯) હવે મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યતઃ હું તને કહીશ; કેમકે હે કુરુશ્રેષ્ઠ ! મારા વિસ્તારનો (તો) અંત નથી.

(૨૦) હે ગુડાકેશ ! સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા હું છું અને ભૂતોનો આદિ, મધ્ય ને અંત હુંજ છું. (૨૧) આદિત્યોમાં વિષ્ણુ હું છું, જ્યોતિઓમાં કિરણોવાળો સૂર્ય, વાયુમાં મરીચિ અને નક્ષત્રોમાં ચંદ્ર હું છું. (૨૨) વેદોમાં સામવેદ× હું છું, દેવોમાં ઇંદ્ર

---

× કેમકે સામવેદની ઉચ્ચ ભાવનાઓ તથા પ્રાર્થનાઓ સમજીને અસરકારક સંગીતની પેઠે ગાવા—સાંભળવાથી શ્રદ્ધાભક્તિની અસર વધારે થાય અને પરિણામ વહેલું આવે એ સ્વાભાવિકજ છે.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३
पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥
महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः २५
अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः २६
उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७

શ્રીરામકૃષ્ણઃ–જેના પગમાં જોડા હોય તેણે કાંટાની બીક રાખવી વૃથા છે. ઈશ્વર એજ સત્ય અને બાકી બધું ભ્રમ છે. એવી જેને પાકી પ્રતીતિ થઇ છે, તેને પછી મોજમજા કે ધનદોલતથી બીવાપણું નથી.

(પરમહંસ શ્રીરામકૃષ્ણ–પાન ૧૮૮)

હું છું, ઇંદ્રિયોમાં મન* હું છું અને ભૂતોમાં ચેતના× હું છું. (૨૩) રુદ્રોમાં શંકર હું છું, યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં પાવક (નામનો વસુ) હું છું અને પર્વતોમાં મેરુ હું છું.

(૨૪) હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જલાશયોમાં સાગર હું છું. (૨૫) મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીમાં એકાક્ષર (ૐકાર) હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું (અને) સ્થાવરોમાં હિમાલય હું છું. (૨૬) સર્વ વૃક્ષોમાં પીપળો હું છું, દેવર્ષિઓમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. (૨૭) અશ્વોમાં અમૃતથી ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા, ગજેંદ્રોમાં

---

* કેમકે મન=મનન=વિચાર જે રસ્તે પ્રેરે તેજ રસ્તે માણસની બુદ્ધિ, ચિત્ત અને ઇંદ્રિયો પ્રેરાય છે.

× કેમકે ચેતના હોય ત્યાંસુધીજ શરીર પ્રિય લાગી ચેતના જતાંજ તે નકામું અને અપ્રિય લાગે છે.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८
अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९
प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०
पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१
सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ३२

શ્રીરામકૃષ્ણઃ—જેમ મા બાળક પર, સતી પતિ પર અને કંજૂસ ધન પર પ્રેમ રાખે છે, તેમ એ ત્રણેના પ્રેમના એકંદર સરવાળા જેટલો ઈશ્વરમાં આપણો પ્રેમ જાગ્યો હોય તો તો જરૂર આપણે ઈશ્વરને જોઇ શકીએ.

(પરમહંસ શ્રીરામકૃષ્ણ-પાન ૨૭૦)

ઐરાવત અને મનુષ્યોમાં રાજા* મને જાણ. (૨૮) આયુધોમાં વજ્ર હું છું, ગાયોમાં કામધેનુ હું છું, પ્રજા ઉત્પન્ન કરવાવાળો કામ હું છું અને સર્પોમાં વાસુકિ હું છું. (૨૯) નાગોમાં અનંત (નામનો નાગ) હું છું, જળચરોમાં વરુણ હું છું, પિતૃઓમાં અર્યમા હું છું (તથા) સંયમન કરનારાઓમાં યમ હું છું. (૩૦) દૈત્યોમાં પ્રહ્લાદ હું છું અને ગણના કરનારાઓમાં કાલ હું છું; પશુઓમાં સિંહ હું છું અને પક્ષીઓમાં ગરુડ હું છું. (૩૧) પવિત્ર કરનારાઓમાં પવન હું છું, શસ્ત્રધારીઓમાં રામ હું છું, મત્સ્યોમાં મગર હું છું તથા નદીઓમાં ગંગા હું છું. (૩૨) હે અર્જુન! સૃષ્ટિઓમાં આદિ, મધ્ય તથા અંત હું જ છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા અને વિવાદ કરનારાઓમાં વાદ× હું છું.

---

* આ વાત દૈવી રાજાની છે, આસુરીની નહિજ.

× તત્ત્વના નિર્ણય માટે ગુરુશિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગદ્વેષ વિના જે ચર્ચા

(અનુસંધાન માટે જુઓ પાન ૧૮૯)

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥
बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥
द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥
वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७
दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ३८

શ્રીરામકૃષ્ણઃ—જેને જ્ઞાનીઓ બ્રહ્મ કહે છે તેને યોગીઓ પરમાત્મા તથા ભક્તો ભગવાન અને પરમેશ્વર કહે છે.

(પરમહંસ શ્રીરામકૃષ્ણ—પાન ૨૯૮)

(૩૩) અક્ષરોમાં 'અ'કાર હું છું અને સમાસોમાં દ્વંદ્વ (સમાસ) હું છું; અક્ષય કાળ હું છું અને સર્વ તરફ મુખવાળો ધાતા–કર્મ-ફળદાતા પણ હુંજ છું. (૩૪) વળી સર્વનો સંહારક મૃત્યુ અને ભવિષ્યોનો (ભાવિ કલ્યાણોનો) અભ્યુદય હું છું; અને સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મરણશક્તિ, ધારણાશક્તિ, ધીરજ અને ક્ષમા હું છું. (૩૫) સામવેદના વિભાગોમાં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું; મહિનાઓમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. (૩૬) છળ કરનારાઓમાં જુગાર હું છું, તેજસ્વીઓમાં તેજ હું છું, (જિતનારાઓમાં) જય, (ઉદ્યમીઓમાં) ઉદ્યમ અને સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું. (૩૭) યાદવોમાં વાસુદેવ (કૃષ્ણ) અને પાંડવોમાં અર્જુન હું છું; વળી મુનિઓમાં વ્યાસ અને કવિઓમાં (શુક્રાચાર્ય) કવિ હું છું. (૩૮) દમન કરનારાઓનો દંડ હું છું,

---

થાય તેને વાદ કહે છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ३९
नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥
यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥
अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ४२

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

---

શ્રીરામકૃષ્ણ:—' હે ઈશ્વર! આ જે કંઇ છે તે બધું તારૂં જ છે–દેહ, મન, ઘર, કુટુંબ, જીવ અને જગત એ સર્વ તારૂં છે, મારૂં કંઈ નથી.' એ જ્ઞાન કહેવાય છે. (શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૪૯૭)

જીતવા ઇચ્છનારાઓની નીતિ હું છું, ગુપ્ત ભાવોમાં મૌન હું છું તથા જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. (૩૯) વળી હે અર્જુન! સર્વ ભૂતોનું જે બીજ છે તે પણ હું છું; તેવું (કોઇ) સ્થાવર જંગમ ભૂત (પ્રાણી) નથી કે જે મારા વિના હોય.

(૪૦) હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; આ વિભૂતિનો વિસ્તાર તો મેં સંક્ષેપથી કહ્યો છે.

(૪૧) જે જે સત્ત્વ ઐશ્વર્યવાળું, શોભાવાળું કે પ્રભાવવાળું હોય તે તે મારા તેજના અંશથી ઉપજેલુંજ તું જાણ. (૪૨) અથવા હે અર્જુન! આ બહુ જાણવાથી તને શું (લાભ) છે? હું (મારા) એક અંશવડે આ સમગ્ર જગતને ધારણ કરીને રહેલો છું.

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "વિભૂતિયોગ" એ નામનો દસમો અધ્યાય સંપૂર્ણ.**





વિશ્વરૂપદર્શન

# अध्याय ११ मो–विश्वरूपदर्शनयोग

દશમા અધ્યાયના છેલ્લા શ્લોકથી પોતાનું વિશ્વ-રૂપમાં રહેલું ઈશ્વરપણું કહ્યું; તે વિશ્વરૂપ જોવાને ઇચ્છતા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણ પોતાનું વિશ્વસ્વરૂપ દેખાડે છે.

| | |
|---|---|
| ૧ થી ૪ | વિશ્વરૂપનું દર્શન આપવા માટે અર્જુનની પ્રાર્થના. |
| ૫ થી ૮ | ભગવાને કરેલું વિશ્વરૂપનું વર્ણન. |
| ૯ થી ૧૪ | ધૃતરાષ્ટ્રને સંજયે કહેલું વિશ્વરૂપનું વર્ણન. |
| ૧૫ થી ૩૧ | અર્જુને જોયેલું ભગવાનનું વિશ્વરૂપ તથા તેની કરેલી સ્તુતિ. |
| ૩૨ થી ૩૪ | ભગવાને કહેલું પોતાના પ્રભાવનું વર્ણન અને યુદ્ધ માટે અર્જુનને પ્રોત્સાહન. |
| ૩૫ થી ૪૬ | ભયભીત થયેલા અર્જુનની સ્તુતિ અને ચતુર્ભુજરૂપ દર્શનને માટે પ્રાર્થના. |
| ૪૭ થી ૫૦ | ભગવાને કહેલો પોતાના વિશ્વરૂપનો મહિમા અને સૌમ્યરૂપે આપેલું દર્શન. |
| ૫૧ થી ૫૫ | અનન્યભક્તિ વિના ચતુર્ભુજ રૂપનાં દર્શનની દુર્લભતા અને અનન્યભક્તિનું કથન. |

अर्जुन उवाच ।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् । य-
त्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥
एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर । द्रष्टुमि-
च्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥ मन्यसे
यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो । योगेश्वर
ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

श्रीभगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च
॥५॥ पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्त-
था । बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥

संत तुकाराम:—आखो संसारज तमारुं स्वरूप छे. जेम दीवानी एक ( जुओ पान १९६ )

અર્જુન બોલ્યો:—

(૧) આપે મારા ઉપર અનુગ્રહ કરવા માટે અધ્યાત્મસંજ્ઞાવાળું જે પરમ ગુહ્ય વચન કહ્યું તેથી મારો આ મોહ વિશેષે કરીને દૂર થયો છે; (૨) કેમકે હે કમળપત્રાક્ષ! ભૂતોની ઉત્પત્તિ અને વિનાશ મેં વિસ્તારથી આપની પાસેથી સાંભળ્યાં; તેમજ આપનું અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું. (૩) હે પરમેશ્વર! આપ પોતાને જે પ્રકારે કહો છો તે એમજ છે; હે પુરુષોત્તમ! આપના ઈશ્વરીય સ્વરૂપને હું જોવા ઇચ્છું છું. (૪) હે પ્રભો! તે મારાથી જોવાને શક્ય છે એમ જો આપ માનતા હો તો હે યોગેશ્વર! આપનું તે અવિનાશી સ્વરૂપ મને બતાવો.

શ્રીભગવાન બોલ્યા:—

(૫) હે પાર્થ! મારાં અનેક પ્રકારનાં તથા અનેક વર્ણ અને આકૃતિવાળાં સેંકડો અને હજારો દિવ્ય રૂપોને તું જો. (૬) હે ભારત! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો તથા મ-

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् । मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥ न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा । दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

संजय उवाच ।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः । दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥ अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् । अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥ दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् । सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥ दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता । यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

જ્યોતમાંથી હજારો જ્યોત પેદા થાય છે, તેમ તમે તમારી અનાદિ સ્વરૂપ સ્થિતિમાંથી આ સંસારરૂપી રમત ઊભી કરી છે. (તુ૦ગા૦ પાન-૩૫૧)

રુતોને તું જો (અને) પૂર્વે નહિ જોયેલાં ઘણાં આશ્ચર્યોને તું જો. (૭) હે ગુડાકેશ ! આ મારા શરીરમાં એકજ સ્થળે રહેલું ચરાચરસહિત સમગ્ર જગત અને બીજું જે કંઇ તું જોવા ઇચ્છે છે તેને હમણાં જો. (૮) પરંતુ આ પોતાનાં (ચર્મ) ચક્ષુથી તું મને જોવાને સમર્થ નથી; (માટે) હું તને દિવ્ય ચક્ષુ આપું છું, (તેનાથી) તું મારા ઈશ્વરીય યોગને જો.

સંજય બોલ્યો:–

(૯) હે રાજન્ ! એ પ્રમાણે કહીને પછી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને શ્રેષ્ઠ ઈશ્વરીય સ્વરૂપ બતાવ્યું. (૧૦) (તે સ્વરૂપ) અનેક મુખ અને નેત્રોવાળું, અનેક અદ્ભુત દેખાવોવાળું, અનેક દિવ્ય આભૂષણોવાળું, ઉગામેલાં અનેક દિવ્ય આયુધોવાળું, (૧૧) દિવ્ય માળા તથા વસ્ત્રને ધારણ કરનારૂં, દિવ્ય ગંધના લેપનવાળું, સર્વ આશ્ચર્યમય, પ્રકાશમાન, અનંત અને સર્વ તરફ મુખોવાળું હતું. (૧૨) જો આકાશમાં હજાર

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा। अप-
श्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥ ततः स
विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः। प्रणम्य शिरसा
देवं कृतांजलिरभाषत ॥१४॥

अर्जुन उवाच।

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूत-
विशेषसंघान्। ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च
सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥ अनेकबाहूदरव-
क्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम्। नांतं न
मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरू-
प ॥१६॥ किरीटिनं गदिनं चक्रिणं च तेजो-
राशिं सर्वतो दीप्तिमंतम्। पश्यामि त्वां दुर्नि-
रीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥

સ્વામી રામદાસઃ—દેહધારી હોવા છતાં વિદે-
હી રહેવું, કર્યા છતાં અકર્તા રહેવું એ જીવ-
ન્મુક્તનાં લક્ષણો છે. (શ્રીદાસબોધ–પાન ૨૫૬)

સૂર્યની કાંતિ એકજ વખતે ઉદય પામી હોય તો તે એ મહાન આત્માની કાંતિ જેવી થાય.

(૧૩) અર્જુને તે સમયે અનેક પ્રકારે વિભાગ પામેલા સમગ્ર જગતને તે દેવોના દેવના શરીરમાં એક સ્થળે રહેલું જોયું. (૧૪) તે પછી વિસ્મયથી વ્યાપ્ત તથા રોમાંચિત થયેલો તે અર્જુન (એ) દેવને મસ્તકથી પ્રણામ કરી, હાથ જોડીને કહેવા લાગ્યો.

અર્જુન બોલ્યો:-

(૧૫) હે દેવ! આપના દેહમાં સર્વ દેવોને, ભૂતોના અનેક સમૂહોને, કમલાસન પર બેઠેલા બ્રહ્માને, શંકરને, સર્વ ઋષિઓને તથા દિવ્ય સર્પોને હું જોઉં છું. (૧૬) આપને અનેક બાહુ, અનેક ઉદર, અનેક મુખ, અનેક નેત્રવાળા તથા સર્વ તરફ અનંતરૂપવાળા હું જોઉં છું; હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! આપના અંતને, મધ્યને કે આદિને હું જોતો નથી. (૧૭) આપને મુકુટવાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજના ઢગલારૂપ,

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं नि-
धानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातन-
स्त्वं पुरुषो मतो मे ॥१८॥ अनादिमध्यांतमनं-
तवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् । पश्यामि त्वां
दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९
द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन
दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोक-
त्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥ अमी हि त्वां
सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तु-
तिभिः पुष्कलाभिः ॥२१॥ रुद्रादित्या वसवो ये

સંત તુકારામઃ—જે માણસ જ્ઞાન હોવા છતાં વારંવાર વિષયસેવન કરતો રહે છે તે પશુ-સમાન છે. એવા મૂર્ખ માણસો પારકાને સારૂ જ્ઞાન સંપાદન કરતા લાગે છે.

( શ્રીતુકારામગાથા–પાન ૩૭૨ )

સર્વ તરફ કાંતિમાન, કષ્ટથી જોઈ શકાય એવા, ચોતરફ પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્ય જેવી કાંતિવાળા અને અમાપ હું જોઉં છું. (૧૮) આપ જાણવા યોગ્ય પરમ અક્ષર (બ્રહ્મ) છો, આપ આ વિશ્વના પરમ આશ્રયરૂપ છો, આપને અવિનાશી (અને) શાશ્વત ધર્મના રક્ષક એવા સનાતન પુરુષ મેં (હવે) માન્યા છે. (૧૯) આદિ, મધ્ય અને અંત વિનાના, અનંત શક્તિવાળા, અનંત બાહુવાળા, ચંદ્રસૂર્યરૂપ નેત્રોવાળા, પ્રદીપ્ત અગ્નિરૂપ મુખવાળા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવી રહેલા આપને હું જોઉં છું.

(૨૦) આકાશ અને પૃથ્વીનું આ અંતર તથા સર્વ દિશાઓ આપ એકથીજ વ્યાપ્ત છે. હે મહાત્મન્! આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક ભયભીત થયા છે. (૨૧) આ દેવોના સમૂહો આપમાંજ પ્રવેશે છે, કેટલાક ભયભીત થયેલા હાથ જોડીને સ્તુતિ કરે છે, મહર્ષિઓ તથા સિદ્ધોના સમૂહો "સ્વસ્તિ (કલ્યાણ થાઓ)" એમ કહીને અનેક સ્તોત્રોથી

च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥ नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् । दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥ दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वै-

શ્રીરામકૃષ્ણ:— 'હું કર્તા છું' એવું જીવનું અભિમાન અજ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે. ઈશ્વરની શક્તિ વડેજ બધા લોકો શક્તિમાન છે. તેની શક્તિ ખેંચી લેવાય તેજ ઘડીએ બળવાન મનુષ્ય નિર્માલ્ય બની જાય છે. બાજીગરના હાથમાં હોય છે ત્યાંસુધી પૂતળાં કેવાં નાચે છે ? પણ હાથમાંથી પડી ગયા પછી તેનાથી હલાતું પણ નથી.

( શ્રીરામકૃષ્ણકથામૃત-પાન ૨૪૦ )

આપની સ્તુતિ કરે છે. (૨૨) વળી રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વદેવો, અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ* તથા ગંધર્વ, યક્ષ અસુર અને સિદ્ધના સમૂહો સર્વે વિસ્મિત થઇને આપને જુએ છે.

(૨૩) હે મહાબાહો ! આપનું બહુ મુખો તથા આંખોવાળું; બહુ હાથ, સાથળો તથા પગવાળું; બહુ પેટવાળું તેમજ બહુ દાઢોથી વિકરાળ આ મોટું રૂપ જોઇને લોકો તેમજ હું ઘણા વ્યાકુળ થયા છીએ. (૨૪) હે વિષ્ણો ! આકાશને સ્પર્શ કરતા, પ્રકાશમાન, અનેક વ-

---

* **यावदुष्णं भवेदन्नं यावदश्नंति वाग्यताः।**
**पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः॥**

સ્મૃતિમાં કહ્યું છે કે, જ્યાંસુધી અન્ન ઊનું હોય અને શ્રાદ્ધમાં જમનાર વેદવેત્તાઓ જ્યાંસુધી વાણીનું મૌન રાખીને જમે છે તથા હવિષ્યાન્નના સારા–નરસા સ્વાદની વાત કરતા નથી ત્યાંસુધીજ પિતૃઓ જમે છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "**उष्मपा हि पितरः**" અર્થાત્ "પિતૃઓ ઉષ્ણ અન્નના ભાગી છે." આથીજ ઉપલા શ્લોકમાં પિતૃઓને "ઉષ્મપા" કહ્યા છે.

व कालानलसंनिभानि । दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः । भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥ वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥ यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥ यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः । तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥

---

સ્વામી રામદાસઃ—જે ચરાચર અસ્તિત્વ ધરાવે છે તે સર્વ માયા છે, તેની અંદર અને બહાર પરમેશ્વર વ્યાપ્ત છે. (શ્રીદાસબોધ–પાન ૨૪૧)

ર્ણવાળા, પહોળા કરેલા મુખવાળા (અને) દેદીપ્યમાન વિશાળ નેત્રોવાળા આપને જોઇને અતિવ્યાકુળ મનવાળો હું ધૈર્ય અને શાંતિને પામતો નથી. (૨૫) દાઢોને લીધે વિકરાળ અને પ્રલયકાળના અગ્નિ જેવાં આપનાં મુખોને જોઇનેજ હું દિશાઓને જાણી શકતો નથી અને સુખને પામતો નથી; માટે હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ.

(૨૬) રાજાઓના સમૂહોસહિતજ આ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો તેમજ અમારા મુખ્ય યોદ્ધાઓસહિત આ ભીષ્મ, દ્રોણ અને કર્ણ પણ (૨૭) આપનાં દાઢોથી વિકરાળ એવાં ભયાનક મુખોમાં ઉતાવળા પ્રવેશ કરે છે; અને કેટલાક ચૂર્ણ થઇ ગયેલાં મસ્તકો સાથે દાંતોના મધ્ય ભાગોમાં વળગેલા દેખાય છે. (૨૮) જેમ નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્ર તરફ મુખવાળા થઇ વેગથી વહે છે, તેમ મનુષ્યલોકના આ વીરપુરુષો આપનાં પ્રજ્વલિત મુખોમાં પ્રવેશ કરે છે. (૨૯) જેમ વધેલા વેગવાળાં પતં-

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः । तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥ आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद । विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

श्रीभगवानुवाच ।

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥ तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥ द्रोणं च भीष्मं

સ્વામી રામદાસઃ—જો જ્ઞાનના જોર પર ભક્તિનો આદર ન કરીએ તો અમે અભક્તપણાના દોષથી અવશ્ય પતન પામીશું. ( શ્રીદાસબોધ–પાન ૪૮ )

ગિયાં નાશ માટે પ્રદીપ્ત અગ્નિમાં પેસે છે, તેમ (આ) લોકો પણ વધેલા વેગવાળા થઈ નાશ માટે આપનાં મુખોમાં પ્રવેશે છે.

(૩૦) આપ પ્રજ્વલિત મુખોવડે સર્વ લોકોને સર્વ તરફથી ગળી જતા ચાટો છો; હે વિષ્ણો! આપની ઉગ્ર પ્રભાઓ સમગ્ર જગતને તેજથી વ્યાપ્ત કરીને અત્યંત તપી રહી છે. (૩૧) મને કહો કે ( આવા ) ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? હે દેવવર! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ. આપ આદિ (પુરુષ) ને હું જાણવા ઇચ્છું છું; કેમકે આપની પ્રવૃત્તિને હું સમજી શકતો નથી.

શ્રીભગવાન બોલ્યા:—

(૩૨) હું લોકોનો નાશ કરનારો, અત્યંત વૃદ્ધિ પામેલો કાળ છું (અને) લોકોનો સંહાર કરવાને અહીં પ્રવૃત્ત થયો છું; પ્રત્યેક સૈન્યમાં જે યોદ્ધાઓ ઊભા છે તેઓ સર્વે તારા (લડ્યા) વિના પણ ( જીવતા ) રહેશે નહિ. (૩૩) તે

च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान्।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्ध्यस्व जेता-
ऽसि रणे सपत्नान् ॥३४॥

संजय उवाच।

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेप-
मानः किरीटी। नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

अर्जुन उवाच।

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्य-
नुरज्यते च। रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥ कस्माच्च ते
न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं
यत् ॥३७॥ त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य

માટે હે સવ્યસાચિન્ ! તું ઊભો થા, શત્રુઓને જીતીને યશ મેળવ અને સમૃદ્ધ રાજ્ય ભોગવ; એઓને મેંજ પ્રથમથીજ હણી નાખ્યા છે; તું માત્ર નિમિત્તરૂપ થા. (૩૪) દ્રોણ, ભીષ્મ, જયદ્રથ અને કર્ણને તેમજ બીજા પણ મેં હણેલા વીર યોદ્ધાઓને તું હણ, વ્યથા ન પામ; યુદ્ધ કર, રણમાં શત્રુઓને તું જીતીશ.

સંજય બોલ્યો:–

(૩૫) કેશવનાં એ વચન સાંભળીને હાથ જોડતો ને ધ્રૂજતો અર્જુન, શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને ફરી પણ ભયભીત થતો પ્રણામ કરીને ગદ્ગદ સ્વરપૂર્વક બોલ્યો.

અર્જુન બોલ્યો:–

(૩૬) હે હૃષીકેશ ! આપના (માહાત્મ્ય)-કીર્તનથી જગત અતિ હર્ષ પામે છે અને પ્રીતિ પામે છે; ભય પામેલા રાક્ષસો દિશાઓમાં નાસી જાય છે તથા સિદ્ધોના સર્વ સમૂહો નમસ્કાર કરે છે તે યોગ્યજ છે. (૩૭) હે

विश्वस्य परं निधानम् । वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥ वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥ सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति । अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥ यच्चावहासार्थमसत्कृतोऽसि विहा-

સ્વામી રામદાસઃ—આત્મા એક હોવા છતાં પણ શરીરરૂપ ઉપાધિના અનંત ભેદ હોવાને લીધે જે જે પ્રકારની ઉપાધિ હોય છે તે તે પ્રકારના શુભાશુભ સ્વાદ તે લે છે.

( શ્રીદાસબોધ—પાન ૧૩૪ )

મહાત્મન્! બ્રહ્માના પણ આદિકર્તા અને મહાશ્રેષ્ઠ એવા આપને તેઓ શા માટે નમસ્કાર ન કરે? હે અનંત! હે દેવેશ! હે જગન્નિવાસ! સત્, અસત્ તેમજ તેનાથી પર જે અક્ષરબ્રહ્મ છે તે આપ છો. (૩૮) આપ આદિદેવ છો, પુરાણ પુરુષ છો અને આ વિશ્વના પરમ નિધાન છો; આપ જાણવાવાળા, જાણવા યોગ્ય તથા પરમ ધામ છો અને હે અનંતરૂપ! આપવડે વિશ્વ વ્યાપ્ત થયું છે. (૩૯) વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ તથા પિતામહ (બ્રહ્મા)-ના પણ પિતા આપ છો; આપને હજારો વાર નમસ્કાર હો! તથા ફરી ફરી પણ આપને નમસ્કાર હો! નમસ્કાર હો!

(૪૦) હે સર્વસ્વરૂપ! આપને આગળ અને પાછળ નમસ્કાર હો! તેમજ સર્વ દિશાઓમાં નમસ્કાર હો! અનંત સામર્થ્યવાળા અને અમાપ પરાક્રમવાળા આપ સર્વમાં વ્યાપ્ત છો તેથી સર્વરૂપ છો. (૪૧) આપના આ મહિમાને નહિ જાણતાં મેં આપ 'સખા છો' એમ માની-

रशय्यासनभोजनेषु । एकोऽथवाप्यच्युत तत्स-
मक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च
गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽ-
न्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥ तस्मात्प्र-
णम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमी-
ड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रि-
यायार्हसि देव सोढुम् ॥४४॥ अदृष्टपूर्वं हृषितो-
ऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे। तदेव मे
दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास॥४५॥

સ્વામી રામદાસઃ—પરમેશ્વરનાં નામો અનંત છે. તેનું સ્મરણ નિત્ય નિયમ સાથે કરવાથી તરી શકાય છે અને નામસ્મરણ કરવાથી યમ-ધર્મના દંડનો તાપ વેઠવો પડતો નથી.

( શ્રીદાસબોધ–પાન ૧૭૫ )

ને પ્રમાદથી કે પ્રેમથી હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એવું જે અનુચિત કહ્યું છે; (૪૨) તથા વિહાર, શયન, આસન અને ભોજનમાં, એકલા અથવા બીજાઓ સમક્ષ પણ વિનોદ માટે જે અનાદર કરાયા છો તે હે અચ્યુત! પ્રમાણ-રહિત (એવા) આપ પાસે ક્ષમા કરાવું છું.

(૪૩) હે અપ્રતિમ પ્રભાવવાળા! આપ આ ચરાચર લોકના પિતા છો, પૂજ્ય છો અને અતિ શ્રેષ્ઠ ગુરુ છો; ત્રણે લોકમાં પણ આપના સમાન બીજો નથી તો અધિક ક્યાંથી હોય? (૪૪) માટે હે દેવ! શરીરને અત્યંત નીચું નમાવી નમસ્કાર કરીને હું આપ સ્તુત્ય પ્રભુને પ્રસન્ન થવા પ્રાર્થના કરૂં છું. જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો અને પતિ પ્રિયાનો અપરાધ સહન કરે છે તેમ આપ (મારા અપરાધ) સહન કરવા યોગ્ય છો. (૪૫) પૂર્વે નહિ જોયેલું (આપનું આ સ્વરૂપ) જોઇને હું હર્ષ પામ્યો છું, તેમજ ભયથી મારૂં મન વ્યાકુળ થયું છે; માટે હે દેવ! મને તે (પૂર્વનું)જ રૂપ આપ

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टु-
महं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो
भव विश्वमूर्ते ॥४६॥

श्रीभगवानुवाच ।

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शित-
मात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे
त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥ न वेदयज्ञाध्ययनैर्न
दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवंरूपः शक्य
अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥ मा
ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमी-
दृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव
मे रूपमिदं प्रपश्य ॥४९॥

સંત તુકારામઃ—દેવ દયાળુ છે—તે અતિ દયા-
ળુ છે; કારણકે તે ઘણા જીવોના ઉપદ્રવોને
સાંખી લે છે. ( શ્રીતુકારામગાથા–પાન ૫૪૪ )

દેખાડો અને હે દેવોના પણ ઈશ્વર ! હે જગન્નિવાસ ! પ્રસન્ન થાઓ. (૪૬) આપને તેજ પ્રમાણે (પ્રથમની પેઠેજ) મુકુટવાળા, ગદાવાળા અને હાથમાં ચક્રવાળા જોવાને હું ઇચ્છું છું. હે હજારો હાથવાળા ! હે વિશ્વમૂર્તે ! આપ તેજ ચતુર્ભુજ રૂપે થાઓ.

શ્રીભગવાન બોલ્યા:-

(૪૭) હે અર્જુન ! પ્રસન્ન થયેલા મેં આ મારૂં તેજોમય, અનંત અને આદ્ય એવું વિશ્વરૂપ પોતાના યોગના સામર્થ્યથી તને બતાવ્યું છે; જે તારા વિના બીજા કોઇએ પૂર્વે જોયેલું નથી. (૪૮) હે કુરુવંશી મહાવીર ! મનુષ્યલોકમાં તારા વિના બીજા કોઇથી વેદોવડે, યજ્ઞોવડે તથા અધ્યયનવડે, દાનવડે, કર્મકાંડવડે કે ઉગ્ર તપ વડે આવા સ્વરૂપવાળો હું જોવાને શક્ય નથી. (૪૯) આવું આ મારૂં ઘોરરૂપ જોઇને તને દુઃખ ન થાઓ અને વિમૂઢપણું થાઓ નહિ; ભયરહિત અને પ્રસન્ન મનવાળો થઇ

संजय उवाच ।

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम । देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥ नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥५३॥ भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

---

સ્વામી રામદાસઃ–વિષયોમાંથી મન પાછું હઠે ત્યારેજ શુદ્ધ આત્મજ્યોતિનું દર્શન થવા માંડે છે.

ફરી તું તેજ આ મારા સ્વરૂપને સારી રીતે જો.

સંજય બોલ્યો:—

(૫૦) 'બહુ સારૂ' એમ અર્જુનને કહીને મહાત્મા વાસુદેવે પોતાનું (મનુષ્ય)રૂપ ફરી દેખાડયું અને સૌમ્ય મૂર્તિ થઇને ભયભીત થયેલા એને ફરી આશ્વાસન આપ્યું.

અર્જુન બોલ્યો:—

(૫૧) હે જનાર્દન! આપનું આ સૌમ્ય મનુષ્યરૂપ જોઇને હવે હું સચેત થયો છું અને મૂળ સ્વભાવને પામ્યો છું.

શ્રીભગવાન બોલ્યા:—

(૫૨) મારૂં જે આ રૂપ તેં જોયું તે મહાદુઃખથી જોઇ શકાય તેવું છે; દેવો પણ આ રૂપનું દર્શન સદા ઇચ્છે છે. (૫૩) તેં મને જેવો જોયો છે તેવો હું વેદોવડે, તપવડે, દાનવડે કે યજ્ઞવડે જોવાને શકય નથી; (૫૪) પરંતુ હે પરંતપ! હે અર્જુન! અનન્યભક્તિવડે એ પ્રકારે તત્ત્વથી જાણવાને, જોવાને તથા પ્રવેશ

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शन-योगो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

---

સંત તુકારામઃ—હે દેવ ! હું જ્યાં જ્યાં નજર ફેરવું છું ત્યાં ત્યાં બધેજ મને તારા ચરણનું દર્શન થાય છે. આખું વિશ્વ તારાવડે ઠસી ઠસીને ભરેલું છે. ચારે દિશાએ મને તો તું ને તુંજ દેખાય છે. આથી કરીને હવે તને છોડીને બીજા કોઈ વિષય પ્રતિ મારી આસક્તિ થતી નથી. તારા સ્મરણ સિવાય બીજા કોઇ ઉદ્યોગમાં પણ મારૂં ચિત્ત ચોટતું નથી.

( શ્રીતુકારામગાથા—પાન ૫૨૮ )

કરવાને હું શક્ય છું.

(૫૫) હે પાંડવ! જે મારો ભક્ત મારે અર્થે કર્મ કરનારો, હું જ જેની પરમગતિ છું એવો, આસક્તિ વિનાનો અને સર્વ ભૂતોમાં વૈરરહિત હોય છે તે મને પામે છે.

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "વિશ્વરૂપદર્શનયોગ" એ નામનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ.**



સ્વામી રામદાસઃ—જે સર્વનું મૂળ છે તે દૃષ્ટિગોચર થતો નથી. અત્યંત ભવ્ય હોવા છતાં પણ ભાસતો નથી અને એક નિમિષ માત્ર પણ તે એકજ સ્થળે રહેતો નથી. આવો જે અગાધ પરમાત્મા તેનો મહિમા કોણ જાણી શકે એમ છે? હે સર્વોત્તમ! માત્ર તારી લીલા તુંજ જાણે છે.

(શ્રીદાસબોધ—પાન ૫૪૨)

# सुधारको, धनवानो अने धर्मगुरुओ

"आखो देश संसारसुधारानी सभाओथी भरपूर छतां एक पण सभा एवा लोकोना सुधारा माटे थयेली जोइ नहि के जे लोको लोकोनां लोही चूसीने हालना 'गृहस्थ' बन्या छे अने हजी तेवाज रहेवा मागे छे."

"लाखो गरीबो अने दीनदुःखीओनां लोही चूसीने पोते वैभव भोगवे अने ए गरीब, लाचार तथा जुलमथी छुंदायेलांओना भलानो विचारज न करे, ए पण धनवानोनो देशद्रोह अने दगाबाजी छे."

"जे देशमां अने जे धर्ममां करोडो माणसो अर्धां भूखे मरे छे अने ज्यां लाखो साधुओ अने बीजा अनेको गरीबोनां लोही चूसीने पेट भरी रह्या छे, छतां ज्यां तेमना उद्धारनो विचार थतो नथी, ए ते देश के दोझख? ए ते धर्मपालन के सेताननुं तांडव नृत्य?"

"पण ए नीच लेखातो जनसमाज जाग्रत थइने ज्यारे तमारो जुलम समजवा लागशे, त्यारे तेमनी एक फूंक मात्रथी तमे ऊडी जवाना."

("स्वामी विवेकानंदजी"नां वचन सारांशरूपे)

# અધ્યાય ૧૨ મો—ભક્તિયોગ



અગિયારમા અધ્યાયમાં છેલ્લા બે શ્લોકથી અનન્ય ભક્તિવાળાને શ્રેષ્ઠ કહ્યો, પણ આગલા ચાર અધ્યાયોમાં ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાનીને પોતાનો આત્મા કહ્યો છે તથા જ્ઞાનને વખાણ્યું છે, તેથી જ્ઞાનનિષ્ઠ અને સગુણનો ઉપાસક, એ બેમાં વધારે શ્રેષ્ઠ કોણ ? તે આ અધ્યાયમાં અર્જુન પૂછે છે અને તેના ઉત્તરમાં સગુણ ઉપાસનાની વિશેષતા કહે છે; તે નજ બને તો અભ્યાસયોગ અને તે પણ ન બને તો કર્મયોગથી શરૂઆત કરવાનું કહીને અનન્યભક્તિને માટે યોગ્ય થવાની જરૂર સમજાવે છે; તથા એ યોગ્યતાનાં સાધન અને લક્ષણ કહીને તેને ધર્મામૃતની ઉપમા આપીને એ ધર્મામૃતને આચરનારા ભક્તો પરમેશ્વરને વધારે પ્રિય છે એમ કહે છે.

| | |
|---|---|
| ૧ | શ્રેષ્ઠ ભક્ત વિષે અર્જુનનો પ્રશ્ન. |
| ૨ થી ૧૨ | સાકાર અને નિરાકારના ઉપાસકોનો નિર્ણય અને ભગવત્પ્રાપ્તિના ઉપાયનો વિષય. |
| ૧૩ થી ૨૦ | ભગવત્પ્રાપ્તિવાળા પુરુષોનાં લક્ષણ. |

अर्जुन उवाच ।

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥ ये
त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते । सर्वत्रगम-
चिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥ संनियम्यें-
द्रियग्रामं सर्वत्र समबुद्धयः । ते प्राप्नुवंति मामेव
सर्वभूतहिते रताः ॥४॥ क्लेशोऽधिकतरस्तेषाम-
व्यक्तासक्तचेतसाम् । अव्यक्ता हि गतिर्दुःखं
देहवद्भिरवाप्यते ॥५॥ ये तु सर्वाणि कर्माणि मयि

---

સ્વામી રામદાસઃ—પોતામાં પોતાપણું (અ-
હંભાવ) ન રહે એજ નિઃસંગનું લક્ષણ છે.

(શ્રીદાસબોધ—પાન ૩૪૭)

અર્જુન બોલ્યો:–

(૧) એ રીતે નિરંતર (આપમાં) યુક્ત એવા જે ભકતો આપની (સગુણ રૂપની) ઉપાસના કરે છે તથા જેઓ અવ્યક્ત (બુદ્ધિ વગેરેથી અગોચર) અક્ષર (નિર્ગુણ બ્રહ્મ)ની ઉપાસના કરે છે તેઓમાં ઉત્તમ યોગવેત્તા કોણ?

શ્રીભગવાન બોલ્યા:–

(૨) જેઓ મનને મારામાં પ્રવેશાવી નિત્યયુક્ત થઇને પરમ શ્રદ્ધાસહિત મારી (સગુણ રૂપની) ઉપાસના કરે છે તેઓને મેં શ્રેષ્ઠ યોગવેત્તાઓ માન્યા છે. (૩) વળી સર્વત્ર સમબુદ્ધિવાળા અને સર્વભૂતોનું હિત કરવામાં તત્પર એવા જેઓ ઇંદ્રિયોના સમૂહનો નિગ્રહ કરીને અનિર્દેશ્ય, અવ્યક્ત, (૪) સર્વવ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચળ અને ધ્રુવ એવા (નિર્ગુણ બ્રહ્મ)ને ઉપાસે છે તેઓ મનેજ પામે છે; (૫) પરંતુ અવ્યકત સ્વરૂપમાં આસકત ચિત્તવાળા તેઓને ઘણુંજ કષ્ટ થાય છે; કારણકે અવ્યકત

संन्यस्य मत्पराः । अनन्येनैव योगेन मां ध्या-
यंत उपासते ॥६॥ तेषामहं समुद्धर्ता मृत्युसं-
सारसागरात् । भवामि न चिरात्पार्थ मय्यावे-
शितचेतसाम् ॥७॥ मय्येव मन आधत्स्व मयि
बुद्धिं निवेशय । निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं
न संशयः ॥८॥ अथ चित्तं समाधातुं न शक्नोषि
मयि स्थिरम् । अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं
धनंजय ॥९॥ अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्म-
परमो भव । मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवा-
प्स्यसि ॥१०॥ अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्यो-

---

સંત તુકારામઃ—હરિનું ચિંતન કરતાં કરતાં સંસાર કડવો ઝેર જેવો લાગે છે, શરીરે રોમાંચ થાય છે, કંઠ ગદ્‌ગદ થઈ જાય છે અને બીજાં સાત્ત્વિક લક્ષણો પ્રકટ થવા માંડે છે.

( શ્રીતુકારામગાથા–પાન ૩૦૫ )

(સ્વરૂપની) ગતિ દેહાભિમાનીઓવડે દુઃખથી પ્રાપ્ત કરાય છે, (૬) પણ જેઓ સર્વ કર્મો મારામાં સમર્પણ કરીને મારા પરાયણ થઇ અનન્ય યોગથી મારૂંજ ધ્યાન કરતા મને ઉપાસે છે, (૭) તેવા મારામાં એકાગ્ર ચિત્તવાળાઓનો હે પાર્થ ! મૃત્યુરૂપ સંસારસાગરથી હું સત્વર ઉદ્ધાર કરનાર થાઉં છું; (૮) (માટે) તું મારામાંજ મન ધારણ કર અને મારામાં બુદ્ધિને સ્થાપી દે; એ પછી તું મારામાંજ નિવાસ કરીશ (એમાં) સંશય નથી. (૯) હે ધનંજય ! તું ચિત્તને મારામાં સ્થિર કરવાને સમર્થ ન હો તો અભ્યાસયોગવડે× મને પ્રાપ્ત કરવાની તું ઇચ્છા કર. (૧૦) અભ્યાસમાં પણ જો તું અસમર્થ હો તો મારા માટે કર્મ કરવામાં તત્પર થા; મારા માટે

× પરમેશ્વરના અપાર ગુણ, મહિમા ઇત્યાદિનું ચિંતન, કીર્તન, શ્રવણ, અન્યોન્ય પ્રબોધન તથા ભગવદ્‌વિષયક ગ્રંથોનું પઠન—પાઠન ઇત્યાદિ જો કાળજીપૂર્વક અને લૌકિક કામના વિના કરાય તો તે પણ અભ્યાસયોગજ છે.

गमाश्रितः । सर्वकर्मफलत्यागं ततः कुरु यता-
त्मवान् ॥११॥ श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञाना-
द्ध्यानं विशिष्यते । ध्यानात्कर्मफलत्यागस्त्या-
गाच्छांतिरनंतरम् ॥१२॥

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः । म-
य्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

સ્વામી રામદાસઃ–જ્ઞાન અજ્ઞાન એ ઉભયના મિશ્રણથીજ જીવને જન્મ પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી સુખ થાય છે અને અજ્ઞાનથી દુઃખ થાય છે; તથા ઉત્પત્તિના ગુણથી (જ્ઞાન અને અજ્ઞાનના મિશ્રણથી) સુખ અને દુઃખ ઉભય ભોગવવાં પડે છે. (શ્રીદાસબોધ–પાન ૩૮૦)

પણ કર્મ કરતો તું સિદ્ધિને પ્રાપ્ત થઈશ. (૧૧) જો એ કરવાને પણ તું અશક્ત હો તો મારા (કર્મબ્રહ્માર્પણ) યોગનો આશ્રય કરી, વશ કરેલા ચિત્તવાળો થઈને સર્વ કર્મફળનો ત્યાગ કર.* (૧૨) કેમકે અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાન કરતાં કર્મફળત્યાગ શ્રેષ્ઠ છે; (એ) કર્મફળના ત્યાગથી શીઘ્ર શાંતિ પ્રાપ્ત થાય છે.

(૧૩) જે મારો ભક્ત સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનાર, મિત્રભાવે વર્તનાર, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત, સુખ—દુઃખમાં સમદૃષ્ટિવાળો, ક્ષમાશીલ, (૧૪) સદા સંતોષી, યોગનિષ્ઠ, મનને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં અર્પણ કરેલાં મન—બુદ્ધિવાળો હોય છે તે મને પ્રિય છે. (૧૫) જે-

* આ આઠ શ્લોકમાં ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવાનાં સાધનો જણાવ્યાં છે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः। सर्वा-
रंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः॥१७॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित्।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः
॥१९॥ ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्ति-
योगो नाम द्वादशोऽध्यायः ॥१२॥

---

નાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગથી મુકત છે તે મને પ્રિય છે. (૧૬) જે મારો ભકત સ્પૃહાવિનાનો, પવિત્ર, દક્ષ ( ચતુર ), પક્ષપાતરહિત, વ્યથાથી મુકત, સર્વ આરંભોને ત્યજનારો છે તે મને પ્રિય છે. (૧૭) જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી અને શુભ તથા અશુભનો ત્યાગ કરનારો તથા ભકિતમાન હોય છે તે મને પ્રિય છે. (૧૮) વળી જે શત્રુ કે મિત્ર ઉપર, માન કે અપમાનમાં તથા ટાઢ, તાપ, સુખ કે દુઃખમાં સમાન ભાવવાળો અને સંગરહિત હોય છે; (૧૯) તથા નિંદા અને સ્તુતિને સમાન માને છે, મૌન ધારણ કરે છે, જે કંઇથી સંતુષ્ટ રહે છે, સ્થાન વિનાનો હોય છે અને સ્થિર બુદ્ધિવાળો તથા ભકિતમાન હોય છે તે મનુષ્ય મને પ્રિય છે. (૨૦) મારે પરાયણ અને શ્રદ્ધાળુ એવા જે ભકતો ઉપર કહેલા આ ધર્મરૂપ અમૃતનું સેવન કરે છે તેઓ મને અ-

ત્યંત પ્રિય છે.×

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્ર રૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "ભક્તિયોગ" એ નામનો ૧૨મો અધ્યાય સંપૂર્ણ.**

---

× ઉપર જણાવેલા લક્ષણોવાળા આઠે પ્રકારના ભક્તોમાં દરેકને ઉત્તમજ સમજવા. એ ધર્મામૃતને જાણી-ને માત્ર વાતો અને દેખાવમાં ઊતરવાથી સર્વજ્ઞ ઈશ્વર ઠગાતો નથી; કદાચ દુનિયા અંજાઇ જાય તો તે પણ સદાકાળ ઠગાયલી રહેતી નથી.

શ્રીરામકૃષ્ણઃ—સાચું બોલવું એ કળિયુગમાં તપશ્ચર્યા કર્યા બરાબર છે. કળિયુગમાં બીજી જાત-ની તપશ્ચર્યા કરવાનું બહુ કઠણ છે. જો કોઇ સત્યનેજ બરાબર વળગી રહે તો જરૂર તેને ઈશ્વરની પ્રાપ્તિ થાય. તુલસીદાસે કહ્યું છે કે—

**सत्य वचन अरु नम्रता, पर स्त्री मात समान,**
**एते सें हरि ना मिले (तो) तुलसीदास जमान.**

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૮૦)

# अध्याय १३ मो–क्षेत्रक्षेत्रज्ञविभागयोग



બારમા અધ્યાયમાં નિર્ગુણના ભક્તો કરતાં સગુણના અનન્ય ભક્તોને ઉત્તમ યોગી તથા સંસાર–સાગરમાંથી સુખપૂર્વક શીઘ્ર ઉદ્ધાર પામનારા કહ્યા; તથા એવી યોગ્યતા ન હોય તો તે મેળવવા માટે અભ્યાસયોગ તથા કર્મયોગ સાધવાનું કહ્યું. પછી એ પ્રકારે અનન્ય ભક્તિયોગ વડે સિદ્ધ યોગી એટલે જીવન્મુક્ત થયેલા મહાત્માનાં લક્ષણ છેલ્લા આઠ શ્લોકોમાં સમજાવ્યાં અને એ સ્થિતિએ પહોંચી કૃતકૃત્ય થવું એજ આવશ્યક ધર્મ હોવાથી એ ધર્મરૂપી અમૃતને ઉપાસવાની–આચરણમાં ઉતારવાની આવશ્યકતા સમજાવી; પરંતુ એ સર્વના પાયારૂપ જે તત્ત્વજ્ઞાન છે તેને યથાવત્ જાણ્યા વિના કર્મયોગ, અભ્યાસયોગ કે ધ્યાનયોગ યથાવત્ સધાઇ ઉદ્ધાર થાય નહિ; તેથી આ અધ્યાયમાં પ્રથમ પ્રકૃતિ તથા પુરુષનો વિવેક સમજાવે છે.

| | |
|---|---|
| ૧ | ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ વિષે અર્જુનના પ્રશ્નો. |
| ૨ થી ૧૮ | ભગવાને સમજાવેલો જ્ઞાનસહિત ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો વિષય. |
| ૧૯ થી ૩૫ | જ્ઞાનસહિત પ્રકૃતિ–પુરુષનો વિષય. |

अर्जुन उवाच ।

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१॥

श्रीभगवानुवाच ।

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥
क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥३॥
तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥४॥

---

સ્વામી રામદાસઃ—આત્મદેવને ઓળખવા એજ સર્વ કર્મનું સત્ય સાર્થક્ય છે + + + આત્મદેવ તરફ વૃત્તિ કરતાં દેહાભિમાન રહેતું નથી અને માયિક દેહાભિમાન ગળી જઇને 'હું તેજ છું' એ નિશ્ચય બની જાય છે.

(શ્રીદાસબોધ—પાન ૩૭૩)

અર્જુન બોલ્યો:—

(૧) હે કેશવ! પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેય, એને હું જાણવા ઇચ્છું છું.*

શ્રીભગવાન બોલ્યા:—

(૨) ×હે કૌંતેય! આ શરીર "ક્ષેત્ર" એ પ્રમાણે કહેવાય છે અને એને જે જાણે છે તેને "ક્ષેત્રજ્ઞ" એમ તેને જાણનારાઓ કહે છે.

(૩) હે ભારત! સર્વ ક્ષેત્રોમાં "ક્ષેત્રજ્ઞ" પણ તું મને જાણ; અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ જ્ઞાન છે એવો મારો મત છે.

(૪) તે ક્ષેત્ર જે (સ્વરૂપવાળું) છે, જેવું (ધર્મોવાળું) છે, જે વિકારોવાળું છે, જેથી (ઉત્પન્ન

* આ શ્લોક ક્ષેપક છે. શ્રીમત્ શંકરાચાર્યે ભાષ્યમાં લીધો નથી.

× સાતમા અધ્યાયમાં અપરા તથા પરા એવી બે પ્રકૃતિઓ કહેલી છે; તે બે પ્રકૃતિઓને પ્રકૃતિ અને પુરુષ અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પણ કહે છે. અહીં હવે એ બંને પ્રકૃતિઓનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥५॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च। इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥६॥ इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः । एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥७॥

---

સ્વામી રામદાસઃ—દેહરૂપી નગરમાં જે ઈશ રહે છે તેને પુરુષ કહેવામાં આવે છે અને જે સંપૂર્ણ જગતમાં વ્યાપ્ત છે તેને જગદીશ કહેવામાં આવે છે + + + પ્રથમ દેહ ધારણ કરનાર જાણ્યો પછી જગદાત્માને જાણ્યો, પરંતુ પરબ્રહ્મની પ્રાપ્તિ એ બંનેની ઉપરજ થાય છે. પરબ્રહ્મનો વિચાર કરવામાં આવે એટલે સાર શું અને અસાર શું તેનો નિર્ણય થાય છે અને ચંચળ માયાનો નાશ થાય છે.

( શ્રીદાસબોધ–પાન ૪૧૬–૧૭ )

થયું) છે અને જે (ભેદવાળું) છે; અને તે (ક્ષેત્રજ્ઞ) જે (સ્વરૂપવાળો) છે, તથા જે પ્રભાવવાળો છે તે તું સંક્ષેપમાં મારી પાસેથી સાંભળ. (૫) (આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને) ઋષિઓએ અનેક પ્રકારે ગાયું છે, વેદોએ વિવિધ પ્રકારે વિવેકથી વર્ણવ્યું છે અને યુક્તિઓવાળાં તથા નિઃસંશયરૂપ એવાં બ્રહ્મસૂત્રનાં પદોએ પ્રતિપાદન કર્યું છે.

(૬) (પંચ)મહાભૂત, અહંકાર, બુદ્ધિ તેમજ અવ્યક્ત-માયા (મૂળ પ્રકૃતિ) દશ ઇંદ્રિયો, એક મન, પાંચ ઇંદ્રિયોના વિષયો (૭) તેમજ ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, (દેહ-ઇંદ્રિયનો) સમુદાય, ચેતના* અને ધૈર્ય, આ (એકત્રીસ પ્રકારના) વિકારોવાળું 'ક્ષેત્ર'× સંક્ષેપમાં કહ્યું છે.†

---

* દેહ-ઇંદ્રિયના સમુદાયમાં જણાતી અંતઃકરણની વૃત્તિ.

× પહેલા શ્લોકમાં શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિને 'ક્ષેત્ર' કહ્યું, તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી; કેમકે ચોવીસ

(અનુસંધાન માટે જુઓ-પાન ૨૩૭)

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् । आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥ इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च । जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥ असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु । नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥ मयि चानन्य-

સ્વામી રામદાસઃ-વળી કર્મ, ઉપાસના, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, ધૈર્ય ઇત્યાદિ પણ જેનામાં હોતાં નથી; અને ઉપરતિ, ત્યાગ, સમતા, ઉત્તમ લક્ષણ, આદર તથા પરમેશ્વરપ્રીતિ જેનામાં નથી, તેમજ પારકાના ઉત્તમ ગુણ જોવાથી જેને સંતોષ થતો નથી; પરોપકારથી જેના મનમાં સુખ ઉપજતું નથી અને જેના અંતઃકરણમાં હરિભક્તિનો છાંટો હોતો નથી; એવા પુરુષો સંબંધી વિચાર કરતાં તેઓ જીવંત હોવા છતાં પણ પ્રેત સમાન લાગે છે.

( શ્રીદાસબોધ-પાન ૧૧૩ )

(૮) અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, આત્મસંયમ, (૯) ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારરહિતપણું તથા જન્મ, મરણ, જરા અને વ્યાધિઓમાં થનારાં દુઃખો તથા દોષોનું દર્શન, (૧૦) ઉદાસીનતા, પુત્ર, સ્ત્રી,

---

તત્ત્વવાળી પ્રકૃતિનેજ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે તે તો આત્માના અજ્ઞાનને લીધે શરીરરૂપે પરિણામ પામેલી પ્રકૃતિ સાથે જીવને જે અહંતા–મમતા બંધાઇ ગઇ છે, તે અધ્યાસ દૂર કરવા માટે તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા માટે.

† તત્ત્વજ્ઞાનના અભાવેજ પ્રકૃતિ શરીરરૂપે પરિણામ પામેલી છે અને તેની સાથે જીવને અહંતા–મમતા બંધાઇ ગઇ છે; માટે તેને ટાળવા સારૂ અહીં સુધીના શ્લોકોથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ભિન્નતા ટૂંકમાં સમજાવી. હવે એ ક્ષેત્રજ્ઞ અથવા જીવાત્મા એ જ્ઞાનને અનુસરતો પ્રયત્ન કરીને કેવી રીતે આગળ વધે છે, તથા કઇ કઇ યોગ્યતાઓ પામીને તત્ત્વદર્શી સિદ્ધજ્ઞાની થઈ શકે છે, તેનું જ્ઞાન આપે છે.

योगेन भक्तिरव्यभिचारिणी । विविक्तदेशसेवि-
त्वमरतिर्जनसंसदि ॥११॥ अध्यात्मज्ञाननित्य-
त्वं तत्त्वज्ञानार्थदर्शनम् । एतज्ज्ञानमिति प्रोक्त-
मज्ञानं यदतोऽन्यथा ॥१२॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१३॥
सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् । स-
र्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१४॥
सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् । असक्तं
सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥ बहिरं-

સ્વામી રામદાસઃ—જેનામાં જ્ઞાનશક્તિ જેટલી અધિક તેટલો તે અધિક ભાગ્યશાળી બને છે. જ્ઞાનશક્તિની ન્યૂનતાને લીધેજ લોકો દુર્ભાગી રહે છે. + + સંસારમાં જે માણસ પોતાનું હિત કરી શકતો નથી તેને આત્મઘાતીજ જાણવો.

(શ્રીદાસબોધ—પાન ૪૯૯)

ગૃહાદિમાં અનાસક્તિ અને ઇષ્ટ–અનિષ્ટની પ્રાપ્તિ-ઓમાં સદા ચિત્તની સમાનતા, (૧૧) અનન્ય યોગથી* મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંત પ્રદેશનું સેવન, જનસમૂહમાં અપ્રીતિ, (૧૨) અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ તથા તત્ત્વ-જ્ઞાનના અર્થોનું દર્શન આ (સર્વ)નો† 'જ્ઞાન' એમ કહ્યું છે. આનાથી જે બીજા પ્રકારનું (અર્થાત્ આનાથી વિપરીત–માનીપણું, પક્ષપા-ત, વગેરે) તે 'અજ્ઞાન' છે.

(૧૩) (હવે) જેને જાણીને (મનુષ્ય) મોક્ષ પામે છે તે જે જ્ઞેય (વસ્તુ) છે તેને હું કહું છું. (તે) અનાદિ પરબ્રહ્મ છે અને તે સત્ કે અસત્ કહેવાતું નથી. (૧૪) તેને (જાણવા યોગ્ય પરબ્રહ્મને) સર્વ તરફ હાથપગ છે, સર્વ તરફ નેત્રો, શિર અને મુખ છે, સર્વ બાજુ કાન છે અને લોકમાં સર્વને વ્યાપીને તે રહે છે.

---

* ભગવાન વિના બીજો કોઈ પણ શ્રેષ્ઠ નથી; માટે તેજ અમારૂં શરણ છે, આવી નિશ્ચયાત્મક બુદ્ધિથી.

† જ્ઞાનપ્રાપ્તિનાં આ ૨૪ સાધન અને લક્ષણ છે.

तश्च भूतानामचरं चरमेव च । सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१६॥ अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् । भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥ ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते । ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१८॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१९॥

---

સ્વામી રામદાસઃ—એકજ ચેતનાશક્તિ સર્વમાં વહેંચાઇ ગયેલી છે અને પ્રાણીમાત્રમાં તેના અંશો હોય છે; + + + તેના યોગથીજ પ્રાણીમાત્રનો વ્યવહાર ચાલે છે; પક્ષી લો, પશુ લો, કીટક લો, કીડી લો કે જગતનું કોઇ પણ પ્રાણી લો. તે સર્વના અંગમાં એકજ ચેતનાશક્તિ રહેલી છે: (શ્રીદાસબોધ–પાન ૨૯૩)

(૧૫) વળી તે સર્વ ઇંદ્રિયોના ગુણોના પ્રકાશક છે, છતાં તે સર્વ ઇંદ્રિયોથી રહિત છે; તે સર્વત્ર આસક્તિરહિત, સર્વનું ધારણ–પોષણ કરનાર અને ગુણોરહિત છે (છતાં) ગુણોના ભોક્તા છે. (૧૬) તે ભૂતોની બહાર છે અને અંદર પણ છે; તેમજ જંગમ અને સ્થાવર પણ છે. તે સૂક્ષ્મપણાને લીધે અવિજ્ઞેય (જાણવાને અશક્ય) છે અને તે દૂર રહેલ છે તેમ પાસે પણ છે. (૧૭) વળી તે જ્ઞેય (બ્રહ્મ) અવિભક્ત હોવા છતાં ભૂતોમાં વિભક્તની પેઠે રહેલ છે; તે ભૂતોનું ધારણ–પોષણ કરનાર, નાશ કરનાર તથા ઉત્પન્ન કરનાર છે. (૧૮) તે જ્યોતિઓનું પણ જ્યોતિ છે, (અજ્ઞાનરૂપ) અંધકારથી પર કહેવાય છે, તે જ્ઞાન છે, જ્ઞેય છે, જ્ઞાનથી પામવા યોગ્ય છે અને તે સર્વના હૃદયમાં રહેલ છે.

(૧૯) એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય સંક્ષેપમાં કહ્યું; આને જાણીને મારો ભક્ત મારા સ્વરૂપ થવાને યોગ્ય થાય છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि । वि-
कारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥२०॥
कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते । पुरुषः
सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२१॥ पुरुषः
प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् । कारणं
गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२२॥ उप-
द्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः । परमात्मे-
ति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२३॥
य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२४॥
ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२५॥

---

સ્વામી રામદાસઃ—જે પોતાનીજ યથેચ્છ નિંદા કરે છે, હૃદયમાં સંસારથી ત્રાસ પામે છે, સત્સંગની ઇચ્છા કરે છે, તેનું નામ મુમુક્ષુ છે.

( શ્રીદાસબોધ—પાન ૨૨૦ )

(૨૦) પ્રકૃતિ અને પુરુષ એ બંનેને પણ તું અનાદિજ જાણ; તથા (રાગદ્વેષાદિ) વિકારોને અને (સત્ત્વાદિ) ગુણોને પ્રકૃતિથીજ ઉત્પન્ન થયેલા જાણ. (૨૧) કાર્ય (શરીર) અને કારણ (ઇંદ્રિયો) એના કર્તાપણામાં હેતુ પ્રકૃતિ કહેવાય છે; અને સુખદુઃખના ભોક્તાપણામાં હેતુ પુરુષ કહેવાય છે. (૨૨) પ્રકૃતિમાં રહેતો પુરુષ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણોને ભોગવે છે; 'આ' ગુણોનો સંગજ એને ઉત્તમ કે અધમ યોનિમાં જન્મ થવામાં કારણ બને છે. (૨૩) ઉપદ્રષ્ટા (સાક્ષી), અનુમોદન કરનાર, ભર્તા (કર્તૃત્વ આદિના અભિમાનથી ભરણપોષણ કરનાર), ભોક્તા અને મહેશ્વર એવો આ શરીરમાં (રહેલો) પુરુષ (અર્થાત્ આત્મા તેજ પ્રકૃતિથી) પર (ઉપાધિરહિત શુદ્ધસ્વરૂપે) પરમાત્મા એમ પણ કહેવાયો છે.

(૨૪) જે એ રીતે પુરુષને તથા ગુણો સાથે પ્રકૃતિને જાણે છે તે સર્વ પ્રકારે વર્તે છતાં ફરી જન્મતો નથી.

(૨૫) કેટલાક ધ્યાનવડે, બીજા જ્ઞાનયોગ-

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते । तेऽ-
पि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥२६॥

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२७॥ समं
सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् । विनश्यत्स्व-
विनश्यंतं यः पश्यति स पश्यति ॥२८॥ समं
पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् । न हि-
नस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्
॥२९॥ प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति
॥३०॥ यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३१॥

---

સ્વામી રામદાસઃ—તે પુરુષ નથી, સ્ત્રી પણ નથી, તેમ તે બાળક નથી ને બાલિકા પણ નથી. + + તે સર્વ દેહોને ચલાવે છે અને સર્વ કાર્ય કરે છે છતાં અકર્તા કહેવાય છે. (દાસ૦–પાન ૩૯૭)

વડે અને બીજા કેટલાક કર્મયોગવડે, બુદ્ધિમાં આત્માને અંતઃકરણદ્વારા જુએ છે; (૨૬) પરંતુ એ પ્રમાણે નહિ જાણનારા બીજા તો અન્ય (સાક્ષાત્કાર પામેલા) પાસેથી સાંભળીને ઉપાસના કરે છે (અને) તે શ્રવણપરાયણ થયેલા (સાધકો) પણ મૃત્યુને તરીજ જાય છે.

(૨૭) હે ભરતશ્રેષ્ઠ! જે કંઇ સ્થાવર–જંગમ વસ્તુ ઉત્પન્નં થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે એમ તું જાણ. (૨૮) જે (મનુષ્ય) સર્વ ભૂતોમાં સમાનપણે સ્થિતિ કરતા પરમેશ્વરને તે ભૂતો વિનાશ પામે છે છતાં નાશ નહિ પામતા જુએ છે તે(જ ખરૂં) જુએ છે. (૨૯) જે સર્વત્ર સમાનપણે રહેલા પરમેશ્વરને સમાનપણે જુએ છે તે આત્માવડે આત્માને હણતો નથી; તેથી શ્રેષ્ઠ ગતિ (મોક્ષ) ને પામે છે. (૩૦) જે (મનુષ્ય) કર્મોને સર્વ પ્રકારે પ્રકૃતિવડેજ કરાતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે તેજ જુએ છે. (૩૧) જ્યારે (મનુષ્ય) પ્રાણી માત્રના જુદા જુદા ભાવને એક-

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः । श-
रीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥३२॥
यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३३॥
यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३४॥
क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३५॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

સંત તુકારામઃ—જગતનો જેવડો વિશાળ દશ્ય આકાર છે તેવડોજ મોટો કાળ તેને પોતાના જડબામાં પકડીને ઊભો છે. કાળની પહોંચથી કોઇ વેગળું હોય તો તે એક હરિનું નામજ છે.

( શ્રીતુકારામગાથા—પાન ૫૨૮ )

માં (પરમાત્મામાં) રહેલો જુએ છે અને તેનાથીજ વિસ્તાર (થયેલો) જુએ છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. (૩૨) હે કૌંતેય! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણપણાથી શરીરમાં રહ્યા છતાં (કંઇ પણ) કરતા નથી અને (કશાથી) લેપાતા પણ નથી. (૩૩) જેમ સર્વમાં રહેલું આકાશ સૂક્ષ્મપણાને લીધે (કશાથી) લેપાતું નથી તેમ, દેહમાં સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથી. (૩૪) જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશમાન કરે છે તેમ ક્ષેત્રી (આત્મા) સમગ્ર ક્ષેત્ર (શરીર)ને પ્રકાશમાન કરે છે.

(૩૫) હે ભારત! જેઓ આ પ્રકારે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને તથા પ્રાણીઓના પ્રકૃતિથી (થતા) મોક્ષને જ્ઞાનચક્ષુવડે જાણે છે તેઓ પરબ્રહ્મને પામે છે.

---

**એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે “ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ” એ નામનો ૧૩ મો અધ્યાય સંપૂર્ણ.**

---

# સાચી સિદ્ધિ

સંત તુકારામઃ—સિદ્ધિઓ મેળવવા માટે અમુક અનુષ્ઠાન કરીને ધૂળ જેવી એકાદ—બે સિદ્ધિઓ ભલે કોઈ મેળવી લે, પણ તેને દરિદ્રજ જાણવો. વિશ્વરૂપ પરમાત્મામાં પોતાની ચિત્તવૃત્તિઓનો લય કરી દઇને જે સમાધિસ્થ થઇ જાય, તેજ ખરેખરો ભાગ્યવાન છે. તેના જીવનની એક ક્ષણ પણ વ્યર્થ જતી નથી અને તે સદાકાળ શ્રીહરિના પ્રેમનો આનંદ માણ્યાજ કરે છે. જે ભક્તિરૂપી સદ્‌ભાગ્યથી વિમુખ છે તે, દેવ અને તીર્થો જાણે પોતાનાથી ઘણે દૂર હોય એવી કલ્પના કરે છે અને જે સત્પુરુષ હોય છે, તે તો આખા વિશ્વની અંદર દેવ જાણે ઓતપ્રોત થઈ રહ્યા હોય એવું જોઇ શકે છે. × × ×

હું દેહધારી છું એવું અભિમાન ઉત્પન્ન થવું એજ ખરેખરૂં અજ્ઞાન છે. આમ થવાથી ખરા જ્ઞાનનો લોપ થાય છે અને મનુષ્ય અજ્ઞાનમાં તણાઈ જાય છે. જે ઘડીએ મનમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન થઈ તે ઘડીથીજ પ્રાપંચિક લોકોને એક ક્ષણવારને માટે પણ વિશ્રાંતિ મળતી નથી. તુકારામ કહે છે કે ભવસાગરને તરાવનારી નૌકાજ જ્યાં ચાલતી અટકી પડી, ત્યાં પછી પેલે કિનારે ઉતરવાની આશાજ શી ? (શ્રીતુકારામ ગાથામાંથી)

# अध्याय १४ मो–त्रिगुणविभागयोग

જીવને સંસારનું કારણ તેનું અજ્ઞાન અને ત્રિગુણાત્મક પ્રકૃતિમાં આસક્તિ છે; ઇત્યાદિ ભાવવાળાં વચનોથી આગળ કહેલું સંસારનું વિલક્ષણપણું, ૧૩મા અધ્યાયમાં કહેલા તત્ત્વજ્ઞાનનું મહત્ત્વ તેમજ ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંયોગ સ્વતંત્ર નહિ પણ ઈશ્વરાધીન છે, એ વાત અને રજોગુણથી છૂટવાના પ્રકાર તથા છૂટેલા જીવન્મુક્તનાં લક્ષણ એ સર્વ આ અધ્યાયમાં હવે વિસ્તારથી સમજાવે છે.

| | |
|---|---|
| ૧ થી ૪ | ભગવાને કહેલો જ્ઞાનનો મહિમા અને પ્રકૃતિ–પુરુષથી જગતની ઉત્પત્તિ |
| ૫ થી ૧૮ | સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોનો વિષય. |
| ૧૯ થી ૨૭ | ભગવત્પ્રાપ્તિનો ઉપાય અને ગુણાતીત પુરુષનાં લક્ષણ. |

श्रीभगवानुवाच ।

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१
इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः । सर्गे-
ऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥
सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः । तासां
ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥
तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् । सुख-
संगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥ रजो

---

સ્વામી રામદાસઃ–સંસારમાં રજોગુણ પ્રબળ છે અને તે દારુણ દુઃખો ભોગવાવે છે.

( શ્રીદાસબોધ–પાન ૧૧૫ )

શ્રીભગવાન કહે છે:—

(૧) (સર્વ) જ્ઞાનોમાં ઉત્તમ એવું શ્રેષ્ઠ જ્ઞાન ફરી હું તને કહું છું, જેને જાણીને સર્વ મુનિઓ આ લોકમાંથી પરમ સિદ્ધિને પામ્યા છે. (૨) આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્ય-ને પામેલા (મુનિઓ) સૃષ્ટિ સમયે પણ ઉત્પન્ન થતા નથી અને પ્રલયકાળે કષ્ટ પામતા નથી.

(૩) હે ભારત! મહદ્બ્રહ્મ (પ્રકૃતિ) મારી યોનિ છે, તેમાં હું ગર્ભ મૂકું છું; તેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. (૪) હે કૌંતેય! સર્વ યોનિઓમાં જે મૂર્તિઓ ઉત્પન્ન થાય છે તેઓનું ઉત્પત્તિ સ્થાન મહદ્બ્રહ્મ અર્થાત્ મારી પ્રકૃતિ છે અને હું (તેમાં) બીજ મૂકનાર પિતા છું.

(૫) હે મહાબાહો! પ્રકૃતિથી ઉત્પન્ન થના-રા સત્ત્વ, રજસ અને તમસ એ ગુણો અવિ-નાશી જીવાત્માને દેહમાં બાંધે છે. (૬) હે નિષ્પાપ! તેમાં નિર્મળ હોવાથી પ્રકાશક અને દુઃખરહિત એવો સત્ત્વગુણ સુખ તથા જ્ઞાનના

रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् । तन्निब-
ध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥ तमस्त्व-
ज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादाल-
स्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥

सत्त्वं सुखे संजयति रजः कर्माणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥
रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत । रजः
सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥ सर्व-
द्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते । ज्ञानं यदा
तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥

---

સ્વામી રામદાસઃ—પરમાત્માને જાણ્યા વિના આખી સૃષ્ટિના સર્વ પદાર્થો ઉપર જે વિષયજન્ય પ્રેમ રાખે તે રજોગુણી છે.

(શ્રીદાસબોધ—પાન ૧૧૫)

સંગવડે (આત્માને) બાંધે છે. (૭) હે કૌંતેય! તૃષ્ણા (લોકેષણા, વિત્તેષણા, પુત્રેષણા) અને આસક્તિને ઉત્પન્ન કરનાર રજોગુણને રાગરૂપ તું જાણ; તે દેહધારીને કર્મના સંગવડે બાંધે છે. (૮) હે ભારત! વળી સર્વ જીવોને મોહ પમાડનાર તમોગુણને અજ્ઞાનથી ઉપજનારો તું જાણ; તે પ્રમાદ, આળસ ને નિદ્રાવડે બાંધે છે.

(૯) હે ભારત! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં જોડે છે. (૧૦) હે ભારત! રજોગુણ તથા તમોગુણને દબાવીને સત્ત્વગુણ વધે છે, સત્ત્વગુણ અને તમોગુણને દબાવીને રજોગુણ વધે છે; તેમજ સત્ત્વગુણ તથા રજોગુણને દબાવીને તમોગુણ વધે છે. (૧૧) જ્યારે આ દેહમાં સર્વ (ઇંદ્રિયોરૂપ) દ્વારોમાં પ્રકાશ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વગુણ વધેલો છે એમ જાણવું.

(૧૨) હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધ્યો હોય ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च । तमः
स्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥ यदा
सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् । तदोत्तम-
विदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥ रजसि
प्रलयं गत्वा कर्मसंगिषु जायते । तथा प्रलीन-
स्तमसि मूढयोनिषु जायते ॥१५॥

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥
सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥
ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८

---

સ્વામી રામદાસઃ—સંપત્તિ પ્રાપ્ત થતાં અન્ય જીવોને દુઃખ આપે અને જેના મનમાં કરુણા ઉપજે નહિ તે તમોગુણી છે.

(શ્રીદાસબોધ–પાન ૧૧૭)

અને તૃષ્ણા આ ઉત્પન્ન થાય છે. (૧૩) હે કુરુ-
નંદન ! અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તેમજ મોહ,
આ તમોગુણ વધ્યો હોય ત્યારે ઉત્પન્ન થાય છે.
(૧૪) જ્યારે સત્ત્વગુણ વધ્યો હોય, ત્યારે દેહ-
ધારી જો મરણ પામે તો તે ઉત્તમ જ્ઞાનીઓ-
ના નિર્મળ લોકોને પામે છે; (૧૫) રજોગુણ
વધ્યો હોય ત્યારે મૃત્યુ પામીને કર્મોમાં આ-
સક્તિવાળા લોકોમાં તે જન્મે છે; તેમ તમો-
ગુણ વધ્યો હોય ત્યારે મરણ પામેલો મૂઢ-
યોનિમાં જન્મે છે.

(૧૬) પુણ્ય (સાત્વિક) કર્મનું ફળ સાત્વિ-
ક અને નિર્મળ કહે છે; રાજસકર્મનું ફળ દુઃખ
અને તામસકર્મનું ફળ અજ્ઞાન કહે છે. (૧૭)
સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે; રજોગુણથી
લોભજ ઉત્પન્ન થાય છે; અને તમોગુણથી પ્ર-
માદ, મોહ તથા અજ્ઞાનજ ઊપજે છે.

(૧૮) સત્ત્વગુણમાં રહેલાઓ ઉપર જાય છે
અર્થાત્ ઉચ્ચ ગતિ પામે છે, રજોગુણીઓ મધ્ય-
માં રહે છે અને અધમ તમોગુણની વૃત્તિમાં રહે-

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥
गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् । ज-
न्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

अर्जुन उवाच ।

कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

श्रीभगवानुवाच ।

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव । न
द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते । गुणा
वर्त्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥ समदुः-

---

સ્વામી રામદાસઃ—લોકો જેની નિંદા કરતા હોય છતાં જેના મનમાં ઈશ્વર પ્રત્યે પ્રેમ વધતો જાય અને જેણે મનથી નિશ્ચય કરી લીધો છે તે સત્ત્વગુણી છે.

(શ્રીદાસબોધ–પાન ૧૨૨)

લાઓ નીચે (અધોગતિમાં) જાય છે.

(૧૯) જ્યારે દ્રષ્ટા (વિવેકી મનુષ્ય) ગુણો વિના અન્યને કર્તા જોતો નથી અને (આત્માને) ગુણોથી પર જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે. (૨૦) દેહની જેઓથી ઉત્પત્તિ છે એવા આ ત્રણ ગુણોને ઓળંગી જઈને દેહધારી જન્મ, મરણ તથા વૃદ્ધાવસ્થાનાં દુઃખોથી મુક્ત થઈને મોક્ષને પામે છે.

(૨૧) હે પ્રભો! ક્યાં લક્ષણોવડે આ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો (મનુષ્ય) જણાય છે? તે કેવા આચારવાળો હોય છે? તથા આ ત્રણે ગુણોને કેવી રીતે ઓળંગી જાય છે?

શ્રીભગવાન બોલ્યાઃ–

(૨૨) હે પાંડવ! જે (મનુષ્ય સત્ત્વ, રજસ અને તમોગુણના કાર્યરૂપ) પ્રકાશ, પ્રવૃત્તિ કે મોહનો–સ્વતઃ પ્રવર્તેલાનો દ્વેષ કરતો નથી અને નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી; (૨૩) (તથા) ઉદાસીનની પેઠે રહેલો જે ગુણોવડે ચલિત

खसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः । तुल्य-
प्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः । स-
र्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥
ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च । शा-
श्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे त्रिगुणविभाग-
योगो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥

---

સ્વામી રામદાસઃ—સંસારથી મુક્ત થવાનો એકલો ઉપાય ઈશ્વરભક્તિ છે; તીવ્ર વૈરાગ્ય ઊપજતો ન હોય તો પોતાનાથી બને તેટલું ભગવાનનું ભજન કરવું. ( શ્રીદાસબોધ–પાન ૧૧૫ )

કરાતો નથી પણ "ગુણોજ ગુણોમાં વર્તે છે" (એમ સમજીને) સ્થિર રહે છે અને ચેષ્ટા કરતો નથી; (૨૪) જેને સુખદુઃખ સમાન છે, જે સ્વસ્થ રહે છે; ઢેફું, પથ્થર અને સોનાને સમાન ગણે છે; પ્રિય અને અપ્રિયને સમાન માને છે; પોતાની નિંદાસ્તુતિને સરખાં સમજે છે તથા ધીરજવાળો છે; (૨૫) જે માન કે અપમાનમાં તેમજ મિત્ર કે શત્રુપક્ષમાં સમભાવે રહે છે તથા જેણે સર્વ આરંભોનો પરિત્યાગ કર્યો છે તે ત્રણે ગુણોને ઓળંગી ગયેલો કહેવાય છે.

(૨૬) જે અસ્ખલિત ભક્તિયોગવડે મને સેવે છે તે આ ગુણોને ઓળંગી જઈને બ્રહ્મરૂપ થવાને સમર્થ થાય છે; (૨૭) કારણકે મરણધર્મરહિત અને નિર્વિકાર એવા બ્રહ્મનો, શાશ્વત ધર્મનો તથા એકાંતિક સુખનો હુંજ આશ્રય છું.

---

**એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "ત્રિગુણવિભાગયોગ" એ નામનો ૧૪ મો અધ્યાય સંપૂર્ણ.**

---

# સાચું શરણ

સંત તુકારામઃ-હું ખૂણેખૂણા જોઇ વળ્યો. મેં મારી બુદ્ધિનો ઉપયોગ કરીને માર્મિક રહસ્યોના ભેદ ઉકેલ્યા; આખરે મેં તો એટલું દીઠું કે જેને શરણે આપણે જઇએ એવી યોગ્યતા કોઈનામાં હોય તો તે પંઢરપુરના સ્વામી પાંડુરંગમાં છે. એક વાર અનન્યભાવે તેમનું શરણ લીધું, એટલે પછી કશા પ્રકારનો ભય કે ચિંતા રહેજ નહિ. તેમના એક સીધી રેખામાં ગોઠવેલા ચરણનું દર્શન થતાંજ અંતઃકરણની અંદર તેમનું પ્રતિબિંબ પડી જાય છે. તેમનું દર્શન કરવાની આજ એક રીત છે. તેમનું ચિંતન કર્યાથી સર્વ પ્રકારની કાર્યસિદ્ધિ થઇ જાય છે અને તેનો આરંભ કરવાને સારૂ કોઇ પણ વિશેષ પર્વની રાહ જોવાનું પ્રયોજનજ હોતું નથી. તુકારામ કહે છે કે કોઇ અત્યંત પાપી હોય તો પણ તેનાં પાપોનો મળ એક ક્ષણની અંદર ધોવાઇ જાય છે અને તે આનંદની મસ્તીમાં આવી જઇને હરિનામનું કીર્તન કરતો કરતો નૃત્ય કરવા મંડી જાય છે.

(શ્રીતુકારામ ગાથા-પાન ૩૫૩)

# अध्याय १५ मो–पुरुषोत्तमयोग

ચૌદમા અધ્યાયને અંતે કહ્યું કે અનન્યભક્તિવાળોજ ત્રણે ગુણોથી છૂટીને બ્રહ્મરૂપ થાય છે; પરંતુ સારાસારનાં જ્ઞાન અને અસાર પ્રત્યેની ઉપરામતા વિના એકનિષ્ઠ ભક્તિ ઊપજે નહિ, તેથી આ અધ્યાયમાં સંસારને વૃક્ષરૂપે વર્ણવી તેની અનિત્યતા સમજાવીને અનાસક્તિરૂપી શસ્ત્રવડે તેને છેદી નાખવાનું તથા તેના ઊર્ધ્વમૂળ અથવા અધિષ્ઠાનરૂપ પરમેશ્વરને શરણે થવાનું કહે છે અને તે પરમાત્માનો મહિમા વર્ણવીને તેને પામવા માટે તેના પાયારૂપ જે અધ્યાત્મજ્ઞાન જોઇએ તે સમજાવે છે; અને છેવટે કહે છે કે તેવી યોગ્યતા મેળવનારોજ અનન્યભાવે ભગવાનને ભજી કૃતકૃત્ય થઇ શકે છે.

| | |
|---|---|
| ૧ થી ૬ | સંસારવૃક્ષનું ભગવાન શ્રીકૃષ્ણે કરેલું વર્ણન અને ભગવત્પ્રાપ્તિનો ઉપાય. |
| ૭ થી ૧૧ | જીવાત્માનો વિષય. |
| ૧૨ થી ૧૫ | પ્રભાવસહિત પરમેશ્વરના સ્વરૂપનો વિષય. |
| ૧૬ થી ૨૦ | ક્ષર અને અક્ષર–પુરુષોત્તમનો વિષય. |

श्रीभगवानुवाच ।

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् । छं-
दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥
अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विष-
यप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मानुबं-
धीनि मनुष्यलोके ॥२॥

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न
च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसंगश-
स्त्रेण दृढेन छित्त्वा ॥३॥ ततः पदं तत्परिमार्गि-
तव्यं यस्मिन्गता न निवर्तंति भूयः । तमेव चाद्यं
पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

સંત તુકારામઃ—પ્રભુના રચેલા ખેલ ઘણાજ આશ્ચર્યજનક છે; કારણકે આ દેહપ્રપંચ છે તો મિથ્યા, પણ તે છતાં તે બધા જીવોને ખરા ભાસે છે અને એજ પદાર્થો બીજા કોઇ જીવને નકલી જેવા દેખાય છે! આ મિથ્યા પ્રપંચના મોહ-

(અનુસંધાન માટે જુઓ પાન ૨૬૪)

શ્રીભગવાન બોલ્યા:–

(૧) (પરબ્રહ્મરૂપ) ઊંચે મૂળવાળા, મહત્તત્ત્વાદિરૂપ નીચી શાખાઓવાળા અને છંદો (વેદો) જેનાં પાંદડાં છે એવા (સંસારરૂપ) અશ્વત્થ (પીપળા)ને (જ્ઞાનીઓ) અવિનાશી કહે છે; તેને જે જાણે છે તે વેદને જાણનારો છે. (૨) તેની (સત્ત્વાદિ) ગુણોવડે વધેલી તથા (શબ્દાદિ) વિષયોરૂપી કૂંપળોવાળી શાખાઓ ઉપર તથા નીચે ફેલાયલી છે અને કર્મોની સાથે સંબંધ રાખનારાં તેનાં (અહંતા, મમતા અને તૃષ્ણારૂપી) મૂળિયાં મનુષ્યલોકમાં નીચે ફેલાયલાં છે.

(૩) (આ પીપળાનું જેવું અહીં વર્ણન કર્યું છે) તે પ્રમાણે તેનું સ્વરૂપ આ લોકમાં (વ્યક્ત) જણાતું નથી; તેમજ તેનો આદિ, અંત કે સ્થિતિ જણાતાં નથી. અતિશય દૃઢ મૂળિયાંવાળા આ અશ્વત્થને દૃઢ વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદીને (૪) પછી "આ પુરાતન પ્રવૃત્તિ જેનાથી વિસ્તાર પામી છે તેજ આદ્યપુરુષને શરણે હું જાઉં છું" (એવી ભાવના કરીને) જ્યાં ગયેલા ફરી

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥ न तद्भासयते सूर्यो न शशांको न पावकः । यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥ शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः । गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥ श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च । अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

---

માં ન પડતાં જીવે સાક્ષીરૂપ થઇને રહેવું જોઇએ. એક પરમાત્માની જગ્યાએ અનેક નામ-રૂપાત્મક જગતનો ભાસ થાય છે અને એવા જગતની અંદર પરમાત્મા એકત્વરૂપે રહ્યા છે.

(શ્રીતુકારામ ગાથા–પાન ૩૫૭)

પાછા આવતા નથી તે પદ શોધવું. (૫) માન અને મોહ વિનાના, સંગદોષને જિતનારા, સારી રીતે નાશ પામેલી કામનાઓવાળા, સદા આધ્યાત્મિક ચિંતનમાં રહેનારા અને સુખ-દુઃખાદિરૂપ નામવાળાં જોડકાંથી વિમુક્ત થયેલા જ્ઞાનીઓ તે અવિનાશી પદને પ્રાપ્ત કરે છે. (૬) સૂર્ય, ચંદ્ર કે અગ્નિ તે પદને પ્રકાશી શકતા નથી; જ્યાં જઇને (સંસારમાં) પાછા આવવું પડતું નથી તે મારૂં પરમ ધામ છે.

(૭) આ જીવલોકમાં મારોજ સનાતન અંશ જીવાત્મારૂપ થઇને પ્રકૃતિમાં રહેલી મન-સહિત છ ઇંદ્રિયોને (પોતાની તરફ) આકર્ષે છે. (૮) જ્યારે જીવાત્મા શરીરને પામે છે અને જ્યારે તેને છોડીને જાય છે ત્યારે તે (પુષ્પ વગેરે) સ્થાનથી, જેમ વાયુ ગંધને લઇ જાય છે, તેમ એને (મનસહિત ઇંદ્રિયોને) લઇ જાય છે; (૯) અને શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જિહ્વા, ઘ્રાણેન્દ્રિય તથા મનનો આશ્રય લઇને આ (જી-

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥
यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् । य-
तंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥
गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा । पुष्णा-
मि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

શ્રીરામકૃષ્ણઃ—અક્કલ વગરના હોય તેઓજ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની અભિલાષા રાખે છે. દરદ સારાં કરવાં, લોકોને દાવા જિતાડી આપવા, પાણી ઉપર ચાલી શકવું, એવી એવી સિદ્ધિઓ મેળવવાની મૂર્ખ લોકોજ ઇચ્છા રાખે છે. જેઓ ખરા ભક્ત છે તેઓ ઈશ્વરના ચરણકમળ સિવાય બીજા કશાની ઇચ્છા રાખતા નથી.

( શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૭૬ )

વાત્મા) વિષયોને સેવે છે.

(૧૦) શરીરને છોડતા, શરીરમાં રહેલા, શબ્દાદિ વિષયોને ભોગવતા અથવા ગુણો સાથે જોડાઇ રહેલા (તે જીવાત્મા)ને મૂઢ લોકો જોતા નથી પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા જુએ છે; (૧૧) અને યત્ન કરતા યોગીઓ અંતઃકરણમાં રહેલા આ આત્માને જુએ છે; પણ અશુદ્ધ અંતઃ-કરણવાળા અજ્ઞાનીઓ* આવા યત્ન કરતા છતાં આને જોતા નથી.

(૧૨) સૂર્યમાં રહેલું જે તેજ સમગ્ર જગ-તને પ્રકાશિત કરે છે અને જે તેજ ચંદ્રમામાં અને અગ્નિમાં છે તે તેજને તું મારૂં જાણ. (૧૩) હું પૃથ્વીમાં પ્રવેશ કરી ઓજસવડે ભૂતોને ધારણ કરૂં છું તથા રસાત્મક ચંદ્ર થઇ-

* આવા અજ્ઞાનીઓ બાહ્ય કર્મો ત્યજી દઇને અ-કર્મી (ત્યાગી) ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મામાં ખપે તોપણ અંદરથી તો ઉલટા વધારે જૂઠા, વિષયી, ખટપટી અને લોભી બનતા હોવાથી યત્ન કરતા છતાં જોતા નથી.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥
सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञा-
नमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांत-
कृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः
सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो
लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतो-
ऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

---

સંત તુકારામઃ—આત્મસ્વરૂપના જ્ઞાનનો પ્રકાશ જો એક વાર ઝબકી ઊઠ્યો તો પછી તેનો અસ્ત થવા સંભવજ નથી.

( શ્રીતુકારામ ગાથા—પાન ૩૫૮ )

ને સર્વ ઔષધિઓનું પોષણ કરૂં છું. (૧૪) હું વૈશ્વાનર (અગ્નિ) રૂપ થઈને પ્રાણીઓના દેહનો આશ્રય કરી પ્રાણ તથા અપાન વાયુ સાથે જોડાઈને ચાર* પ્રકારના અન્નને પચાવું છું. (૧૫) હું સર્વના હૃદયમાં રહેલો છું અને મારે લીધે સ્મૃતિ, જ્ઞાન અને તેનો અભાવ (અર્થાત્ વિસ્મરણ તથા અજ્ઞાન) થાય છે; વળી સર્વ વેદો-વડે જાણવા યોગ્ય હુંજ છું તથા વેદાંત શાસ્ત્રનો કર્તા અને વેદોને જાણનારો પણ હુંજ છું.

(૧૬) સંસારમાં "ક્ષર" અને "અક્ષર" એવા બેજ પુરુષો છે; સર્વ ભૂતો ક્ષર (નાશવંત) છે અને કૂટસ્થ (જીવ) અક્ષર (અવિનાશી) કહેવાય છે; (૧૭) પરંતુ ઉત્તમ પુરુષ તો જુદો છે, જે પરમાત્મા એમ કહેવાય છે; જે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું ધારણ-પોષણ કરે છે. (૧૮) હું ક્ષર-

---

* ચાર પ્રકારનાં અન્ન:-ભક્ષ્ય=ચાવવાનું, પેય=પીવાનું, લેહ્ય=ચાટવાનું અને ચોષ્ય=ચૂસવાનું.

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् । स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥ इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ । एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥१५॥

---

સંત તુકારામઃ—હે મનુષ્યો ! આ 'હું દેહ છું' એવું કહેવામાં ભૂલ થાય છે તે યથાવત્ સમજી લેવું શું કઠિન છે? આપણી સ્વરૂપ-સ્થિતિથી ભિન્ન કાંઇ છેજ નહિ એવું જાણ્યા છતાં દેહાત્મબુદ્ધિ પૂરેપૂરી ટળી જતી નથી. અહંભાવના અંધકારને લીધે સ્વરૂપજ્ઞાનનો પ્રકાશ ઢંકાઇ જાય છે અને તેથી આત્મદષ્ટિની આગળ અંધારૂં છવાઈ જાય છે.

(શ્રીતુકારામગાથા—પાન ૩૫૯)

ને ઓળંગી ગયેલો છું તથા અક્ષરથી પણ ઉત્તમ છું; તેથી લોકમાં અને વેદમાં "પુરુષોત્તમ" (નામથી) પ્રસિદ્ધ છું. (૧૯) હે ભારત! જે (મનુષ્ય) મોહ વિનાનો થઇ એ પ્રમાણે મને 'પુરુષોત્તમ' ને જાણે છે તે સર્વજ્ઞ થઇ સર્વ ભાવવડે મને ભજે છે. (૨૦) હે નિષ્પાપ! એ પ્રમાણે અત્યંત ગૂઢ એવું આ (અધ્યાત્મ) શાસ્ત્ર મેં કહ્યું; હે ભારત! આને જાણીને (મનુષ્ય) બુદ્ધિમાન તથા કૃતકૃત્ય થાય છે.

---

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "પુરુષોત્તમયોગ" એ નામનો ૧૫ મો અધ્યાય સંપૂર્ણ.

---

# સાચો ત્યાગ

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વર મળ્યો એટલે બધુંજ મળી જાય છે. તેની અંદર બધુંજ આવી જાય છે. પૈસો એ માટી છે અને માટી એ પૈસો છે. સોનું માટી છે અને માટી સોનું છે, એમ કહીને મેં તેનો ત્યાગ કર્યો. સોનું ગંગામાં ફેંકી દીધું. પછી મને ભય લાગ્યો કે રખે લક્ષ્મીજીને મારા ઉપર ક્રોધ ચડે! મેં સોનું ફેંકી દીધું એટલે લક્ષ્મીના ઐશ્વર્યનું અપમાન કર્યું કહેવાય. તે ગુસ્સે થાય અને મને અન્નપાણી વગર ટળવળાવે તો! ત્યારે મેં માને કહ્યુંઃ "મા! હું તો તનેજ ઇચ્છું છું. તારા સિવાય બીજું કશું જોઇતું નથી. તારી અંદર બધુંજ આવી ગયું."

ભવનાથઃ—(હસીને) ખરી હોશિયારી વાપરી!

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) હા, એટલી હોશિયારી તો વાપરી કહેવાય.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૪૧૩)

# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

પંદરમા અધ્યાયને અંતે કહ્યું કે એ જ્ઞાનરૂપી ગુહ્યતમ શાસ્ત્રને જાણનારો જ્ઞાની કૃતકૃત્ય થાય છે, પણ તે જ્ઞાની શાસ્ત્રને માત્ર જાણવા કે ભણવાથીજ નહિ, પણ તેને અનુસરીને દૈવી સંપત્તિ મેળવવાથીજ કૃતકૃત્ય થાય છે, એ વાત હવે આ અધ્યાયમાં સમજાવે છે.

| | |
|---|---|
| ૧ થી ૫ | ભગવાન શ્રીકૃષ્ણે કહેલું ફળસહિત દૈવી તથા આસુરી સંપત્તિનું કથન. |
| ૬ થી ૨૦ | આસુરી સંપત્તિવાળાનાં લક્ષણ અને તેમની અધોગતિનું કથન. |
| ૨૧ થી ૨૪ | શાસ્ત્રવિરુદ્ધ આચરણોના ત્યાગ માટે અને શાસ્ત્રાનુકૂળ આચરણ માટે પ્રેરણા. |

---

સંત તુકારામઃ–હરિનામનું સંકીર્તન કરવું એ સહેલામાં સહેલું સાધન છે. તેમ કરવાથી પૂર્વજન્મનાં અનેક પાપો બળી જાય છે. × × જેઓ શાણા હશે તેઓ એ સાધનવડે પોતાની મનોકામના પૂર્ણ કરી લેશે.

(શ્રીતુકારામગાથા–પાન ૭૧૯)

श्रीभगवानुवाच ।

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥

---

સ્વામી રામદાસઃ–નરદેહ એ એક વિલક્ષણ શક્તિ છે. એનો સદુપયોગ પણ કરી શકાય છે અને દુરુપયોગ પણ કરી શકાય છે. એનો દુરુપયોગ કરનારને દુર્ગતિ અને સદુપયોગ કરનારને સદ્ગતિ પ્રાપ્ત થાય છે. "જો નર કરણી કરે તો નરનો નારાયણ થઇ જાય" એવી જે કહેવત છે તે સર્વથા સત્ય છે; પરંતુ લોકો આ સિદ્ધાંત ભૂલી જાય છે અને નરદેહની વ્યર્થ નિંદા કરે છે. "નાચવું ન હોય ત્યારે આંગણું વાંકું!" આવા લોકોની ઉન્નતિ થવાને બદલે અવનતિજ થાય છે.

(શ્રીદાસબોધ–પાન ૫૬)

શ્રીભગવાન બોલ્યા:-

(૧) નિર્ભયતા, અંતઃકરણની સારી રીતે શુદ્ધિ,* જ્ઞાન (અને) યોગમાં વિશેષ સ્થિતિ,

---

* અહીં ભગવાન શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં નીચેના ભાવનું સમજાવે છે:-

**સત્ત્વસંશુદ્ધિ** એટલે અંતઃકરણની વિશેષ શુદ્ધિ-અર્થાત્ વ્યવહારમાં જૂઠ, કપટ, ઠગાઇ ઇત્યાદિ અવગુણો છોડી દઇને શુદ્ધ ભાવથી આચરણ કરવું તે.

**જ્ઞાનયોગવ્યવસ્થિતિ**-એમાં **જ્ઞાન** એટલે આત્માદિ પદાર્થોને યથાવત્ જાણવા તે; **યોગ** એટલે ઇંદ્રિયાદિના નિગ્રહથી ચિત્તને એકાગ્ર કરીને જાણેલા પરમ પદાર્થનો સાક્ષાત્કાર અથવા અનુભવ કરવો તે; અને **વ્યવસ્થિતિ** એટલે એ જ્ઞેય પરમાત્મામાં વિશેષ સ્થિતિ-તન્મયતા-હોવી તે. બધી સાત્ત્વિકી અથવા દૈવી સંપત્તિઓના સાર અને ફળરૂપ સર્વોપરી સંપત્તિ આજ છે.

(આ હકીકત અહીં એટલા માટે અપાઇ છે કે હવે તો કેટલાએક વામમાર્ગી જેવા છતાં ધર્માત્મામાં ખપ્યા કરતા ધર્મઠગોને વેદાંતનાં સાધનચતુષ્ટયના વિસ્તારરૂપ એવી આ અધ્યાયમાં કહેલી સાધનસંપત્તિ-તેની સાથે, ધર્મશાસ્ત્ર સાથે અથવા તો ભગવાન શંકરા-

(અનુસંધાન માટે જુઓ પાન ૨૭૭)

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम्। दया
भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥ तेजः
क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता। भवंति
संपदं दैवीमभिजातस्य भारत ॥३॥ दंभो दर्पो-
ऽभिमानश्च क्रोधः पारुष्यमेव च। अज्ञानं चा-
भिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥ दैवी संप-
द्विमोक्षाय निबंधायासुरी मता। मा शुचः संपदं
दैवीमभिजातोऽसि पांडव ॥५॥

---

શ્રીરામકૃષ્ણઃ—જે વિજ્ઞાની છે તેને સાકાર તેમજ નિરાકાર બેઉનો સાક્ષાત્કાર થયેલો હોય છે. તે ઈશ્વરના સાક્ષાત્કારનો આનંદ વધારે ભોગવી શકે છે. ચિંતન કરતાં કરતાં અખંડમાં જ્યારે મન લીન થઇ જાય છે ત્યારે તેમને અલૌકિક આનંદની પ્રાપ્તિ થાય છે અને જ્યારે મનનો સંપૂર્ણ લય નથી થતો ત્યારે ઈશ્વરની મહત્તામાં મન પરોવાઇ તે દ્વારા આનંદ અનુભવાય છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૨૭)

દાન, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, (૨) અહિંસા, સત્ય, અક્રોધ, (કર્મફળનો) ત્યાગ, (અંતઃકરણની) શાંતિ, ચાડી નહિ કરવાપણું, ભૂતો પર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચંચળતા, (૩) તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને અત્યંત અમાનીપણું; આ (૨૬ ગુણો) હે ભારત! દૈવી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે. (૪) હે પાર્થ! ધર્મઢોંગીપણું, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન (આ અવિદ્યાના ગુણો) આસુરી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે. (૫) દૈવી સંપત્તિ મોક્ષ માટે અર્થાત્ બંધનથી છોડાવવા માટે થાય છે અને આસુરી સંપત્તિ બંધન

---

ચાર્ય જેવા મહર્ષિઓની આવી આવી અગત્યની સૂચનાઓ સાથે કંઇ પણ લેવાદેવા નહિ હોવાથી, તેઓ તો માત્ર અમુકતમુક પોથાં ગોખી–ગોખાવીને '**अहं ब्रह्मास्मि**' કહેવા–કહેવરાવવામાંજ બ્રહ્મસાક્ષાત્કાર ઠોકી બેસાડે છે; માટે એવાઓથી સૌ કોઇએ સાવચેત રહેવા જેવું છે. **—ભિક્ષુ અખંડાનંદ**)

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् । अपरस्पर-संभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥ एतां दृष्टि-मवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः । प्रभवंत्युग्रक-र्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥ काममाश्रि-त्य दुष्पूरं दंभमानमदान्विताः । मोहाद्गृहीत्वा ऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥१०॥ चिंतामप-

સંત તુકારામઃ—પુરાણ આદિની કથાઓ વાંચીને ભીખ માગનારા ભટ્ટ જીવોના જીવતર-ને ધિક્કાર છે. એવા પ્રાણીઓ તરફ ભગવાન સર્વથા ઉપેક્ષાવૃત્તિજ રાખે છે. દેવના ચરણો તરફ ભક્તિભાવ તો હોય નહિ અને છતાં

( અનુસંધાન માટે જુઓ પાન ૨૮૦ )

માટે થાય છે; હે પાંડવ! તું દૈવી સંપત્તિને ઉદ્દેશીને જન્મેલો છે, (માટે) શોક ન કર.

(૬) આ લોકમાં દૈવી તથા આસુરી એમ બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે; હે પાર્થ! તેમાં દૈવી સૃષ્ટિ વિસ્તારથી કહી; (હવે) આસુરી સૃષ્ટિને તું મારી પાસેથી સાંભળ.

(૭) આસુરી મનુષ્યો પ્રવૃત્તિને તથા નિવૃત્તિને જાણતા નથી; તેઓમાં પવિત્રતા, સદાચાર અને સત્ય પણ હોતાં નથી. (૮) આ જગત અસત્ય છે, આશ્રયરહિત છે, ઈશ્વર વિનાનું છે, પરસ્પર (કાર્ય–કારણના) સંબંધ વિના ઉત્પન્ન થયું છે અને વિષયોપભોગરૂપ હેતુવાળું છે; બીજું શું હોય? એમ તેઓ કહે છે. (૯) આ પ્રકારની દૃષ્ટિનો આશ્રય કરીને નષ્ટ થયેલા સ્વભાવવાળા, અલ્પબુદ્ધિવાળા, ઉગ્ર કર્મ કરનારા તથા (સર્વનું) અહિત કરનારા (તેઓ) જગતનો વિનાશ કરવા માટે થાય છે. (૧૦) કદી તૃપ્ત ન થનારી કામનાનો આશ્રય કરીને

रिमेयां च प्रलयांतामुपाश्रिताः । कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥ आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः । ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥ इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् । इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥ असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि । ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥ आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया । यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥ अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः । प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥

---

ભક્તિનાં બાહ્ય ચિહ્ન ધારણ કરીને જે લોકો ભક્ત હોવાનો પાખંડ કરે છે તેમની તમામ ચેષ્ટાઓ વ્યભિચારી છે.

(શ્રીતુકારામગાથા–પાન ૩૬૫)

પાખંડ, માન અને મદથી યુક્ત થયેલા અને અપવિત્ર વ્રતોવાળા (તેઓ) મોહથી ખોટા આગ્રહો પકડીને પ્રવૃત્તિ કરે છે. (૧૧) મરણ સુધીની અમાપ ચિંતાને ધારણ કરનારા, વિષયભોગોનેજ શ્રેષ્ઠ માનનારા, આટલોજ (પુરુષાર્થ) છે એવા નિશ્ચયવાળા, (૧૨) સેંકડો આશારૂપી પાશોથી બંધાયલા તથા કામક્રોધમાં પરાયણ રહેનારા (તે લોકો) વિષયભોગો માટે અન્યાયથી ધનના સમૂહોને (મેળવવા) ઇચ્છે છે. (૧૩) "મેં આજે આ મેળવ્યું અને (હવે) આ મનોરથ પ્રાપ્ત કરીશ, આ ધન મારૂં છે અને આ ધન પણ મારૂં થશે, (૧૪) આ શત્રુને મેં માર્યો, બીજાઓને પણ હું મારીશ; હું ઈશ્વર (સમર્થ) છું, હું ભોગવાળો છું, હું સિદ્ધ છું, હું બળવાન અને સુખી છું; (૧૫) હું ધનાઢ્ય છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઇશ, તથા મોજ કરીશ" આવા અજ્ઞાનથી મોહિત થયેલા, (૧૬) ચિત્તના અનેક

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः । मा-
मात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥ तान-
हं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् । क्षिपाम्य-
जस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥ आसुरीं
योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्रा-
प्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः
क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥

---

શ્રીરામકૃષ્ણઃ—રાગભક્તિવાળા ભક્તો સર્વભા-
વે ઈશ્વરપ્રત્યે આંતરિક સ્નેહ રાખે છે અને તેના
તરફની બધી જવાબદારી ઈશ્વર પોતે માથે લે
છે. જેઓ દવાખાનામાં એક વાર જઈ રહે છે
તેમને આરામ થતાં સુધી ડૉકટર છોડતો નથી.
(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૪૪)

સંકલ્પોથી ભ્રાંતિવાળા, મોહજાળથી વીંટાયલા અને કામભોગોમાં આસક્ત થયેલા (તે લોકો) અપવિત્ર નરકમાં પડે છે.

(૧૭,૧૮) પોતાની મેળેજ પૂજ્ય થઇ બેઠેલા, અક્કડ રહેનારા, ધન અને માનના મદવાળા, અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી રહેલા, પોતાના તથા બીજાનાં દેહમાં (રહેલા) મારો દ્વેષ કરનારા અને બીજાના ગુણોમાં દોષારોપ કરનારા, તેઓ દંભથી માત્ર નામના યજ્ઞોવડે અવિધિપૂર્વક યજન કરે છે. (૧૯) દ્વેષ કરનારા, ક્રૂર તથા અશુભ એવા તે નરાધમોને સંસારમાં હું વારંવાર આસુરી યોનિઓમાંજ નાખું છું. (૨૦) હે કૌંતેય ! જન્મોજન્મમાં આસુરી યોનિને પામેલા તે મૂઢ લોકો મને નહિ પામીને પછી અધમગતિનેજ પામે છે.

(૨૧) કામ, ક્રોધ તથા લોભ આ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર આત્માનો નાશ કરનારૂં છે;

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः । आच-
रत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥
यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः । न स
सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

---

શ્રીરામકૃષ્ણઃ–અજ્ઞાની લોકો શું જાણે? એ બિચારા કૂવામાંનાં દેડકાં! કદી બહારનું જગત તેમણે જોયુંજ નથી. માત્ર એક કૂવોજ જાણે છે; પણ એ ઉપરાંત મોટું જગત છે એ વાત એ બિચારા માની શકતા નથી.

(શ્રીરામકૃષ્ણકથામૃત–પાન ૫૯૦)

માટે એ ત્રણેનો ત્યાગ કરવો જોઇએ. (૨૨) હે કાંતેય ! એ ત્રણે નરકનાં તમોદ્વારથી મુક્ત થયેલો મનુષ્ય પોતાનું કલ્યાણ આચરે છે અને તેથી પરમગતિને પામે છે. (૨૩) જે (મનુષ્ય) શાસ્ત્રવિધિનો ત્યાગ કરી ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે સિદ્ધિ પામતો નથી અને સુખ કે પરમ ગતિને પ્રાપ્ત કરતો નથી; (૨૪) માટે કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્ર પ્રમાણભૂત હોવું જોઇએ. શાસ્ત્રવિધિથી કહેલું કર્મ જાણીને અહીં તે કરવાને તું યોગ્ય છે.

---

**એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "દૈવાસુરસંપદ્વિભાગયોગ" એ નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.**



# મનની દૃઢતા

સંત તુકારામઃ—સુવર્ણને જેમ આગમાં તપાવીએ અને જેમ ટીપીએ તેમ તેમ તેમાંનો મેલ બળી જઇને સોનું શુદ્ધ થઇ જાય છે. એવું કર્યા વગર તેના ઉત્તમ દાગીના ઘડી શકાતા નથી. કોઇ પણ પદાર્થને વિધિપૂર્વક શુદ્ધ કર્યા વિના તેનામાં શુદ્ધપણું આવતું નથી. આજે જે આપણો મિત્ર છે તેનું જો જરાક આપણે નુકસાન કરીએ તો તે મિત્ર મટીને શત્રુ થઇ જાય છે. પ્રારબ્ધના યોગ વડે જે કાંઇ ભોગવી લેવું પડે તે ભોગવી છૂટવું. જે માણસનું ગળું ફાંસીની દોરી વડે ભીંસાઇ ગયું હોય છે તેનો રોગ અને દુઃખમાંથી તો છુટકારો થાય છેજ. તુકારામ કહે છે કે મનને ખૂબ દૃઢ કરવું અને પદાર્થની સિદ્ધિ થતાં સુધી તાપ સહન કરવો.

(શ્રીતુકારામગાથા—પાન ૬૯૭)

# ध्याय १७ मो–श्रद्धात्रयविभागयोग



સોળમા અધ્યાયને અંતે "**यः शास्त्रविधि-त्सृज्य**" એ શ્લોકમાં કહ્યા પ્રમાણે શાસ્ત્રવિધિને જીને ઇચ્છા પ્રમાણે નહિ, પણ શ્રદ્ધાથી વર્તનારનો ાધિકાર છે કે નહિ એવું અર્જુન પૂછે છે.

| | |
|---|---|
| ૧ | શ્રદ્ધાના સ્વરૂપ વિષે અર્જુનનો પ્રશ્ન. |
| ૨ થી ૬ | શ્રદ્ધાનું સ્વરૂપ અને શાસ્ત્રવિરુદ્ધ ઘોર તપ કરનારાઓનો વિષય. |
| ૭ થી ૨૨ | આહાર, યજ્ઞ, તપ અને દાનના ત્રિવિધ ભેદનું વર્ણન. |
| ૩ થી ૨૮ | ૐ, તત્, સત્‌ના પ્રયોગની વ્યાખ્યા. |

---

સંત તુકારામઃ—પ્રાણીમાત્ર પ્રાત નિર્વૈર ભાવ ધારણ કરવો અને તે પ્રમાણે વર્તન રાખવું એ તમામ સાધનાઓનું મૂળ છે. + + + વિષયર-હિત થઇને પરમાત્મા પ્રતિ એકાગ્ર ભાવે કામના કરતા રહેવું એજ સાચા ત્યાગનું લક્ષણ છે.

(શ્રીતુકારામગાથા–પાન ૩૭૨)

अर्जुन उवाच ।

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रज तमः ॥१

श्रीभगवानुवाच ।

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥
सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत । श्रद्धा-
मयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥
यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥
अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥

---

સંત તુકારામઃ—ફક્ત પોતાના મનને સ્થિર કરીને હરિ પાસે તેની દયા માટે ભિક્ષા માગ્યા કરવી એજ કર્તવ્ય છે.

(શ્રીતુકારામગાથા—પાન ૩૬૭)

અર્જુન બોલ્યો:—

(૧) હે કૃષ્ણ! જેઓ શાસ્ત્રવિધિ ત્યજીને (કેવળ) શ્રદ્ધાયુક્ત થઈ યજન કરે છે તેઓની નિષ્ઠા કઈ છે? સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણ?

શ્રીભગવાન બોલ્યા:—

(૨) દેહધારીઓની તે સ્વભાવજન્ય શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી, એમ ત્રણ પ્રકારની હોય છે, તેને તું સાંભળ. (૩) હે ભારત! સર્વની શ્રદ્ધા પોતાના સત્ત્વના અનુરૂપ (અંતઃકરણને અનુસરતી) હોય છે; આ પુરુષ શ્રદ્ધામય છે (અને) જેની જેવી શ્રદ્ધા હોય છે* તે તેવોજ હોય છે. (૪) સાત્ત્વિક મનુષ્યો દેવોને પૂજે છે; રાજસી મનુષ્યો યક્ષો અને રાક્ષસોને પૂજે છે તથા બીજા તામસી મનુષ્યો પ્રેતો અને ભૂતગણોને પૂજે છે. (૫) દંભ અને અહંકારવાળા જે મનુષ્યો ઇચ્છા ને આસક્તિના

* અર્થાત્ પોતાની શ્રદ્ધા પ્રમાણેજ મનની પ્રવૃત્તિ હોય છે. જેવી સત્ત્વશુદ્ધિ હોય છે તે પ્રમાણે શરીર, મન, ઇંદ્રિયો ઇત્યાદિની પ્રવૃત્તિ શુદ્ધ અથવા અશુદ્ધ હોય છે.

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः । मां चैवां-
तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥
आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः । रस्याः
स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥८॥
कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः । आ-
हारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥ या-
तयामं गतरसं पूति पर्युषितं च यत् । उच्छि-
ष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

શ્રીરામકૃષ્ણઃ—પ્રહ્‌લાદે ઈશ્વરનું ભજન કરવા માટે બાપની આજ્ઞા કાને ધરી ન હતી. ઈશ્વર-પ્રીતિની ખાતર બલિરાજાએ પોતાના ગુરુ શુક્રાચાર્યની આજ્ઞાનો ચોખ્ખો ભંગ કર્યો હતો. વિભીષણે રામને મળવા માટે મોટા ભાઇ રાવણનું કહેણ માન્યું ન હતું. (શ્રીરામકૃષ્ણ૦ પાન ૫૬૪)

બળથી યુક્ત થઇ શાસ્ત્રોએ નહિ કહેલું ઘોર તપ તપે છે, (૬) તે અવિવેકીઓ શરીરમાં રહેલા ભૂતોના (ઇંદ્રિયોના) સમૂહને તથા શરીરની અંદર રહેલા મને પણ કૃશ કરે છે. તેઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ.

(૭) વળી સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે; તેમજ યજ્ઞ, તપ અને દાન પણ (ત્રણ પ્રકારનાં) હોય છે; તેઓના આ ભેદને તું સાંભળ. (૮) આયુષ, સત્ત્વ (ઓજસ), બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા, રસવાળા, સ્નેહવાળા, સ્થિર અને હૃદયને પ્રિય એવા આહારો સાત્વિક (મનુષ્ય) ને પ્રિય હોય છે. (૯) કડવા, ખાટા, ખારા, અતિ ઉષ્ણ, તીખા, લૂખા, દાહ કરનારા (અને) દુઃખ, શોક તથા રોગ આપનારા આહારો રાજસી મનુષ્યને પ્રિય હોય છે. (૧૦) જેના પર એક પ્રહર વીતી ગયો હોય તેવું, રસ ઊડી ગયેલું, દુર્ગંધવાળું, વાસી, એઠું અને અપવિત્ર ભોજ-

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते । यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥ अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् । इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥ विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् । श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् । ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥ अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् । स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥ मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः । भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥ श्र-

---

સંત તુકારામઃ—હરિના પ્રતિ દૃઢ ભાવ ધારણ કરી રાખવો એ સ્વધર્મ છે. આવા નિશ્ચયની દૃઢ ભાવનાનું ભક્ત જનોએ નિત્ય પ્રતિ પોતાના હૃદયમાં પોષણ કરતા રહેવું જોઇએ.

( શ્રીતુકારામ ગાથા—પાન ૩૭૫ )

ન તામસી (મનુષ્ય) ને પ્રિય હોય છે.

(૧૧) ફળને નહિ ઇચ્છનારાઓ વડે "યજ્ઞ કરવોજ જોઇએ" એમ (કર્તવ્ય બુદ્ધિથી) મનને સ્થિર કરી શાસ્ત્રવિધિ અનુસાર જે યજ્ઞ કરાય છે તે સાત્ત્વિક કહેવાય છે; (૧૨) પણ હે ભરતશ્રેષ્ઠ! ફળને લક્ષ્યમાં રાખીને તેમજ દંભ માટે જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તું રાજસ જાણ. (૧૩) શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે.

(૧૪) દેવ, દ્વિજ, ગુરુ અને જ્ઞાનીઓનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શારીરિક તપ કહેવાય છે. (૧૫) ઉદ્વેગ ન કરે તેવું, સત્ય, પ્રિય અને હિતકર એવું જે વચન તથા સ્વાધ્યાય (અર્થાત્ સર્વોત્તમ કર્તવ્ય–પ્રાપ્તવ્યમાં પ્રેરે અને જોડે એવા ગ્રંથો ઇત્યાદિનું શ્રવણ, પઠન–પાઠન) એ વાણીમય તપ કહેવાય છે. (૧૬) મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, મનોનિગ્રહ અને ભાવસંશુદ્ધિ (નિષ્કપટપણું) એ માનસિક તપ કહેવાય છે.

द्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः । अफला-
कांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥ स-
त्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् । क्रियते
तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥ मूढग्रा-
हेणात्मनो यत्पीडया क्रियते तपः । परस्योत्सा-
दनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे । देशे
काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥
यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः । दीयते
च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥ अदे-
शकाले यद्दानमपात्रेभ्यश्च दीयते । असत्कृतम-
वज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

---

संत तुकाराम:—आशा, तृष्णा ए मायाना
विकार छे. (श्रीतुकाराम गाथा—पान ३७८)

(૧૭) ફળની આકાંક્ષા વિનાના સાવધાન મનુષ્યોએ પરમ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણે પ્રકારના તપને સાત્ત્વિક કહે છે. (૧૮) સત્કાર, માન કે પૂજા માટે તેમજ દંભવડે જે તપ કરાય છે, તે અસ્થિર અને નાશવંત તપને રાજસ કહેલું છે. (૧૯) વિવેકરહિત આગ્રહથી પોતાને પીડીને અથવા બીજાના નાશને માટે જે તપ કરાય છે તેને તામસ કહેલું છે.

(૨૦) 'દાન દેવું જોઈએ:' એમ (સમજીને) દેશ, કાળ અને પાત્રમાં, સામો ઉપકાર નહિ કરનારને જે દાન દેવાય છે તેને સાત્ત્વિક કહેલું છે; (૨૧) પરંતુ જે દાન સામા ઉપકાર માટે અથવા ફળને ઉદ્દેશીને અને ક્લેશપૂર્વક દેવાય છે તે દાનને રાજસ કહ્યું છે; (૨૨) અને અયોગ્ય દેશ–કાળમાં અપાત્રોને સત્કાર વિના, અવજ્ઞાવાળું જે દાન દેવાય છે તેને તામસ કહેલું છે.

(૨૩) "ૐ", "તત્" અને "સત્" એમ બ્રહ્મનાં ત્રણ પ્રકારનાં નામ કહેલાં છે; તે વડે

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः । प्रव-
र्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥
तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः । दान-
क्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥
सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते । प्रश-
स्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयवि-भागयोगो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥



પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો નિર્માણ કરાયા છે; (૨૪) માટે બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન અને તપરૂપ શાસ્ત્રોક્ત ક્રિયાઓ સદા ‘ૐ’ એમ ઉચ્ચારણ કરીને થાય છે. (૨૫) ‘તત્’ એમ ઉચ્ચાર કરીને તથા ફળની ઇચ્છા નહિ રાખી મુમુક્ષુઓવડે યજ્ઞ તથા તપરૂપ ક્રિયાઓ અને વિવિધ દાન ક્રિયાઓ કરાય છે. (૨૬) સદ્‌ભાવ અને સાધુભાવમાં ‘સત્’ એ શબ્દનો પ્રયોગ કરાય છે તથા હે પાર્થ! ઉત્તમ કર્મમાં ‘સત્’ શબ્દ વપરાય છે. (૨૭) યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિતિ તે ‘સત્’ એમ કહેવાય છે અને તે માટેનું જે કર્મ તે પણ ‘સત્’ એમજ કહેવાય છે.

(૨૮) અશ્રદ્ધાથી હોમેલું, આપેલું, તપ તપેલું તથા જે કરેલું હોય તે (સર્વ) ‘અસત્’ એમ કહેવાય છે. હે પાર્થ! તે આ લોકમાં કે પરલોકમાં ( ફળદાયી ) નથી.

---

**“શ્રદ્ધાત્રયવિભાગયોગ” નામનો ૧૭ મો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय १८ मो–मोक्षसंन्यासयोग

અત્યાર સુધીમાં સર્વ અધ્યાયોદ્વારા જે જ્ઞાન ઉપદેશાયું છે તેનો એટલે કે સમસ્ત ગીતાશાસ્ત્રનો આશય અને વેદોનું સંપૂર્ણ તાત્પર્ય હવે આ અધ્યાયમાં કહે છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજે તો આ ગીતાગ્રંથને શ્રીકૃષ્ણ ભગવાનના રત્નખચિત દેવાલયની અને તેના સારાંશરૂપ આ અધ્યાયને ગીતામંદિર ઉપર ચઢાવેલા ચિંતામણિના પ્રકટ કલશની ઉપમા આપી છે.

ચોથા અધ્યાયમાં "ફળનો ત્યાગ કરવો, પણ કર્મ તો કરવાંજ" એમ કહ્યું અને પાંચમા અધ્યાયમાં કર્મત્યાગનો ઉપદેશ કર્યો. એવી પરસ્પર વિરુદ્ધ જણાતી વાત સમજવા માટે અર્જુન તેમનું જુદું જુદું સ્વરૂપ પૂછે છે.

૧ ... ...સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ અર્જુન પૂછે છે.

૨ થી ૧૧ ત્યાગનો વિષય.

૧૨ થી ૧૮ કર્મો થવામાં સાંખ્યસિદ્ધાંતનું કથન.

૧૯ થી ૪૦ ત્રણ ગુણો અનુસાર જ્ઞાન, કર્મ, કર્તા,

બુદ્ધિ, ધૃતિ અને સુખના જુદા જુદા ભેદોનું વર્ણન.

૪૧ થી ૪૮ ફળસહિત વર્ણધર્મનો વિષય.

૪૯ થી ૫૫ જ્ઞાનનિષ્ઠાનો વિષય.

૫૬ થી ૬૬ ભક્તિસહિત નિષ્કામ કર્મયોગનો વિષય.

૬૭ થી ૭૮ શ્રીગીતાજીનું માહાત્મ્ય.

---

શ્રીરામકૃષ્ણ:—કેટલાક એમ માને છે કે સૌથી પ્રથમ મનુષ્યે આ જગત અને જગતના પ્રાણી-પદાર્થો વિષે જ્ઞાન મેળવવું જોઇએ; તેણે વિજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ; અને શાસ્ત્રોની મદદ ન મળે તો ઈશ્વરદર્શન થઈ શકે નહિ; પરંતુ ખરી વાત તો એ છે કે પ્રથમ પ્રભુ અને પછી તેની સૃષ્ટિ, તેને જોયા પછી જરૂર જણાય તો બીજું બધું તમે સહેલાઈથી જાણી શકો છો. × × × ઈશ્વરને ઓળખવો એજ કર્તવ્ય છે. જગત, સૃષ્ટિ, વિજ્ઞાન અને બીજા બધા

( અનુસંધાન માટે જુઓ પાન ૩૦૦ )

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥
त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः । यज्ञ-
दानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३॥ निश्चयं
शृणु मे तत्र त्यागे भरतसत्तम । त्यागो हि पुरु-
षव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥ यज्ञदानतपः
कर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तप-
श्चैव पावनानि मनीषिणाम् ॥५॥ एतान्यपि तु
कर्माणि संगं त्यक्त्वा फलानि च । कर्तव्यानीति
मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

---

માટે તમારે આટઆટલું મથી મરવાની શી
જરૂર છે ? (શ્રીરામકૃષ્ણ ચરિત્ર-પાન ૪૭૦, ૪૭૧)

અર્જુન બોલ્યો:–

(૧) હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદન! હું સંન્યાસનું તથા ત્યાગનું તત્ત્વ જુદું જુદું જાણવાને ઇચ્છું છું.

શ્રીભગવાન બોલ્યા:–

(૨) કામ્ય કર્મોના ત્યાગને કવિઓ (વિદ્વાનો) 'સંન્યાસ' કહે છે અને સર્વ કર્મોના ફળત્યાગને વિચક્ષણો (પંડિતો) 'ત્યાગ' કહે છે. (૩) કેટલાક વિદ્વાનો કહે છે કે કર્મ દોષવાળું છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે; બીજા (વિદ્વાનો) યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી એમ કહે છે. (૪) હે ભરતશ્રેષ્ઠ! તે ત્યાગના વિષયમાં મારો નિશ્ચય તું સાંભળ. હે પુરુષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારનોજ કહેલો છે. (૫) યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યાજ્ય નથી, પણ તે કરવા યોગ્યજ છે; કેમકે યજ્ઞ, દાન અને તપ વિદ્વાનોને (પણ) પવિત્ર કરનારાં છે; (૬) પરંતુ હે પાર્થ! આ કર્મો પણ ફલ તથા

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥
दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् । स
कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥
कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन । संगं
त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥९॥
न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते । त्यागी
सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥ न
हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः । यस्तु
कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

---

શ્રીરામકૃષ્ણઃ—ધ્યાન, વિવેક અને વૈરાગ્ય વિનાની એકલી વિદ્વત્તાથી શું દહાડો વળનાર છે? બહુ ભણેલો વિદ્વાન કદાચ શ્લોકો પર શ્લોકો ઝપાટાબંધ બોલી જાય કે ઘણાં પુસ્તકો લખી કાઢે, છતાં જો કામિનીના મોહમાં ફસાયો

(અનુસંધાન માટે જુઓ પાન ૩૦૪)

આસક્તિ ત્યજીને કરવાં જોઇએ, એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે.

(૭) નિયતકર્મનો[1] ત્યાગ કરવો યોગ્ય નથી. મોહથી તેનો પરિત્યાગ કરવો તેને તામસ ત્યાગ કહેલો છે. (૮) 'કર્મ દુઃખરૂપ છે.' એમ કેવળ શરીરક્લેશના ભયથી જો (કર્મ) ત્યજવામાં આવે તો એવો રાજસ ત્યાગ કરીને તે ત્યાગના ફળને નથીજ પામતો. (૯) હે અર્જુન! "કર્મજ કર્તવ્ય છે" એમ (સમજીને) જે નિયત કર્મ આસક્તિ તથા ફળનો ત્યાગ કરીને કરવામાં આવે છે તે ત્યાગને સાત્ત્વિક માનેલો છે. (૧૦) સત્ત્વગુણથી વ્યાપ્ત, બુદ્ધિમાન અને જેના સંશયો છેદાઇ ગયા છે એવો ત્યાગી અશુભ કર્મનો દ્વેષ કરતો નથી અને શુભ કર્મમાં આસક્ત થતો નથી; (૧૧) કેમકે દેહધારીવડે સમગ્ર કર્મો ત્યજવાને શક્ય નથી; માટે જે કર્મફળ-

---

૧ 'નિયતકર્મ'નો અર્થ પ્રકૃતિ અથવા ગુણસ્વભાવને અનુસરતાં કર્મ, અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મ, અર્થાત્ સ્વધર્મપાલનરૂપ પોતાનાં કર્તવ્ય કર્મો એવો છે.

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्
॥१२॥ पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्
॥१३॥अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥
शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः । न्याय्यं
वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥ तत्रैवं
सति कर्तारमात्मानं केवलं तु यः । पश्यत्य-
कृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥ यस्य
नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते । हत्वापि
स इमाँल्लोकान्न हंति न निबद्ध्यते ॥१७॥ ज्ञानं

હોય અને ધન તથા કીર્તિ આદિ ભૌતિક પદા-
ર્થોનેજ જીવનનું ધ્યેય માનતો હોય તો તો
પછી (મુમુક્ષુના માર્ગમાં) તેની કોડી જેટલી
પણ કિંમત નથી.

(શ્રીરામકૃષ્ણ ચરિત્ર–પાન ૪૬૬)

ને ત્યજનારો છે તે "ત્યાગી" એમ કહેવાય છે.

(૧૨) કર્મફળનો ત્યાગ નહિ કરનારાઓને અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર, એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ મરણ પછી મળે છે; પરંતુ (કર્મ-ફળ) ત્યજનારાને તે કદી મળતું નથી. (૧૩) હે મહાબાહો ! સર્વ કર્મોની સિદ્ધિ માટે સાંખ્ય સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહ્યાં છે, તેને તું મારી પાસેથી સાંભળ. (૧૪) શરીર તથા કર્તા; જુદી જુદી ઇંદ્રિયો* તથા વિવિધ પ્રકારની જુદી જુદી ચેષ્ટાઓ; તેમજ આમાં પાંચમું કારણ દૈવ (ઇંદ્રિયોના દેવો) છે. (૧૫) શરીર, વાણી અને મનવડે મનુષ્ય જે ન્યાયવાળું કે વિપરીત કર્મ કરે છે તેનાં આ પાંચ કારણો છે. (૧૬) તેમાં એમ હોવા છતાં જે મનુષ્ય અસંસ્કૃત બુદ્ધિને લીધે કેવળ આત્માને કર્તા જુએ છે, તે દુષ્ટ બુદ્ધિવાળો (યથાર્થ) જોતો નથી. (૧૭) જેને ("હું કર્તા છું" એવો) અહંકારથી કરાયલો

---

* પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, મન તથા બુદ્ધિ.

ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना । करणं कर्म
कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९
सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते । अविभक्तं
विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥ पृथ-
क्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् । वेत्ति
सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥
यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् । अत-
त्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥
नियतं संगरहितमरागद्वेषतः कृतम् । अफल
प्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥ यत्तु

---

શ્રીરામકૃષ્ણઃ—સાચો ભક્ત જગતમાં રહે છે,
છતાં રાગદ્વેષ ત્યજીને પોતાનાં કર્મ કર્યે જાય છે
અને કર્મના ફળરૂપે નફો કે નુકસાન, સુખ કે

(અનુસંધાન માટે જુઓ પાન ૩૦૮)

ભાવ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તે આ લોકોને હણીને પણ હણતો નથી ને બંધાતો નથી. (૧૮) જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ પ્રકારની કર્મોની પ્રેરણા છે; તેમજ કરણ (ઇંદ્રિયો), કર્મ અને કર્તા એમ ત્રણ પ્રકારનાં કર્મનાં આશ્રય છે.

(૧૯) સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ અને કર્તા ગુણભેદથી ત્રણ પ્રકારેજ કહેવાય છે, તે પણ તું યથાવત્ સાંભળ. (૨૦) (મનુષ્ય) જે જ્ઞાનવડે જુદાં જુદાં સર્વ ભૂતોમાં એક અવિભક્ત અને અવિનાશી ભાવને જુએ છે, તે જ્ઞાનને તું સાત્ત્વિક જાણ; (૨૧) અને જે જ્ઞાન સર્વ ભૂતોમાં ભેદથી જુદા જુદા પ્રકારના અનેક ભાવોને જુએ છે તે જ્ઞાનને તું રાજસ જાણ; (૨૨) વળી જે જ્ઞાન એક કાર્યમાં પરિપૂર્ણની પેઠે આસક્ત રહે છે તથા જે હેતુરહિત, તત્ત્વાર્થ વિનાનું અને અલ્પ છે તેને તામસ કહ્યું છે.

(૨૩) ફળ મેળવવા નહિ ઇચ્છનારાએ જે

कामेप्सुना कर्म साहंकारेण वा पुनः। क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥ अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम्। मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥ मुक्तसंगोऽनहं-वादी धृत्युत्साहसमन्वितः। सिद्ध्यसिद्ध्योर्निर्वि-कारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥ रागी कर्म-फलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः। हर्षशोका-न्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥ अयु-क्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः। विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

---

દુઃખ જે કંઈ મળે છે તે ઈશ્વરના ખોળે ધરે છે. દિવસ-રાત તે કેવળ ભક્તિને માટે ઈશ્વરને પ્રાર્થે છે. આને નિષ્કામ કર્મ કહે છે. × × × માણસ જો પ્રાણીમાત્રમાં રહેલા પ્રભુની સેવા કરતો હોય અને નામ, કીર્તિ કે બીજા કશાની પરવા નજ રાખતો હોય તો ખરેખર નિષ્કામ કર્મ કરે છે.

(શ્રીરામકૃષ્ણ ચરિત્ર-પાન ૪૬૮)

નિયતકર્મ આસક્તિ વિના તથા રાગદ્વેષ વિના કર્યું હોય તે સાત્ત્વિક કહેવાય છે; (૨૪) અને ફળ—કામનાની ઇચ્છાવાળા તથા અહંકારવાળા (મનુષ્ય) વડે બહુ પરિશ્રમવાળું જે કર્મ કરાય છે તેને રાજસ કહેલું છે; (૨૫) તેમજ પરિણામ, ક્ષય (સમય, શક્તિ કે ધનનો નાશ), હિંસા અને સામર્થ્યનો વિચાર નહિ કરીને મોહથી જે કર્મ આરંભાય છે તે તામસ કહેવાય છે. (૨૬) આસક્તિરહિત, અહંકાર વિનાનો, ધૈર્ય ને ઉત્સાહવાળો તથા (કર્મની) સિદ્ધિ—અસિદ્ધિમાં નિર્વિકાર (રહેનારો) કર્તા સાત્ત્વિક કહેવાય છે. (૨૭) રાગી, કર્મફળને ઇચ્છનારો, લોભી, હિંસક સ્વભાવવાળો, અપવિત્ર તથા હર્ષ—શોકવાળો કર્તા રાજસ કહેવાય છે. (૨૮) અસ્થિર ચિત્તવાળો, અજ્ઞાની, અનમ્ર, શઠ, બીજાઓને છેતરનારો, આળસુ, ખેદ કરનારો અને દીર્ઘસૂત્રી (અલ્પસમયસાધ્ય કાર્યને નકામું લંબાવે તે) તામસ કર્તા કહેવાય છે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु । प्रोच्य-
मानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥ प्रवृत्तिं
च निवृत्तिं च कार्याकार्ये भयाभये । बंधं मोक्षं
च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥
यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च । अय-
थावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥
अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता । सर्वा-
र्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी
॥३३॥ यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जु-
न । प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी
॥३४॥ यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

(૨૯) હે ધનંજય! ગુણોને લીધે બુદ્ધિના અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ મારાવડે જુદા જુદા સંપૂર્ણ કહેવાતા તું સાંભળ. (૩૦) હે પાર્થ! પ્રવૃત્તિ અને નિવૃત્તિને, કર્તવ્ય અને અકર્તવ્યને, ભય અને અભયને તથા બંધ અને મોક્ષને જે જાણે છે તે બુદ્ધિ સાત્ત્વિકી છે. (૩૧) જેના વડે (મનુષ્ય) ધર્મ અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને વાસ્તવિક રીતે જાણ-તો નથી તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે. (૩૨) હે પાર્થ! અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ અધ-ર્મને ધર્મ એમ માને છે તથા બધા પદાર્થોને વિપરીત (ઊલટા) માને છે તે બુદ્ધિ તામસી છે.

(૩૩) હે પાર્થ! યોગવડે અચળ થયેલી જે ધીરજ વડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને (મનુષ્ય) ધારણ કરે છે તે ધીરજ સાત્ત્વિકી છે; (૩૪) પરંતુ હે અર્જુન! જે ધીરજ વડે ધર્મ, અર્થ અને કામને ધારણ કરે છે અને પ્રસંગને લીધે ફળની ઇચ્છા રાખે છે તે ધીરજ હે પાર્થ! રાજસી છે. (૩૫) હે

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम्। तत्सुखं
सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥ विष-
येंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम्। परिणामे
विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥ यदग्रे
चानुबंधे च सुखं मोहनमात्मनः। निद्रालस्य-
प्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥ न तदस्ति
पृथिव्यां वा दिवि देवेषु वा पुनः। सत्त्वं प्रकृ-
तिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥४०॥

---

સંત તુકારામઃ—દેહાદિક પ્રાપંચિક—સાંસારિક પદાર્થોમાં વાસ્તવિક રીતે કશું સુખ છેજ નહિ, એમ સમજીને સંસારની અંદરથી સુખ મેળવવાની મિથ્યા તૃષ્ણાને પોષણ આપવું નહિ.

(શ્રીતુકારામ ગાથા—પાન ૭૨૯)

પાર્થ ! જે ધીરજ વડે દુર્બુદ્ધિવાળો મનુષ્ય નિદ્રા, ભય, શોક, ખેદ તથા મદને છોડતોજ નથી તે ધીરજ તામસી છે.

(૩૬) હે ભરતશ્રેષ્ઠ ! હવે ત્રણ પ્રકારનાં સુખને મારી પાસેથી તું સાંભળ; જે સુખમાં (૭૭વ) અભ્યાસથી રમણ કરે છે અને દુઃખના અંતને અવશ્ય પામે છે; (૩૭) જે આરંભમાં વિષ જેવું હોવા છતાં પરિણામે અમૃત જેવું હોય છે તથા આત્મનિષ્ઠ બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયું હોય છે તે સાત્વિક સુખ કહેલું છે. (૩૮) વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજેલું જે સુખ પ્રથમ અમૃત જેવું હોઇને પરિણામે વિષ જેવું હોય છે તે સુખને રાજસ કહેલું છે. (૩૯) જે સુખ આરંભમાં અને પરિણામમાં બુદ્ધિને મોહ ઉપજાવનારૂં તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થનારૂં છે તેને તામસ કહેલું છે. (૪૦) પૃથ્વીમાં, આકાશમાં અથવા દેવલોકમાં એવું કોઇ સત્ત્વ ( પ્રાણી કે પદાર્થ ) નથી કે જે આ પ્રકૃતિજન્ય ત્રણ ગુ-

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥
शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च । ज्ञानं
विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥

---

સંત તુકારામઃ—હે દેવ ! મારા અંતઃકરણમાં ભરાઇ બેઠેલી તમામ કામનાઓ, તૃષ્ણાઓ ઇત્યાદિનો તું નાશ કરી નાખ અને તેમની ખાલી પડેલી જગ્યાએ તું તારી પ્રીતિથીજ મારા હૃદયને ઠસી ઠસીને ભરી દે. આશા, તૃષ્ણા કલ્પના, ભાવના એ બધાંને તું એકદમ નિર્મૂળ કરી દેજે. આ દેહ તે હું છું અને આ દેહનાં સંબંધીઓ તે મારાં સંબંધીઓ છે, એવા જૂઠા સંકલ્પો કરીનેજ હું બદ્ધ થઇ ગયો છું.

( શ્રીતુકારામગાથા—પાન ૪૯૦ )

ણોથી મુક્ત હોય.

(૪૧) હે* પરંતપ ! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોનાં કર્મો પ્રકૃતિજન્ય ગુણોને લીધે જુદાં જુદાં છે. (૪૨) શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે. (૪૩) શૌર્ય, તેજ, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, દાતાપણું અને ઈશ્વરભાવ× એ ક્ષત્રિયનાં સ્વભાવ-

---

* આપના કહેવા પ્રમાણે જો સર્વ ક્રિયાઓ, કર્તાઓ, ફળો અને પ્રાણીઓનો સમૂહ ત્રિગુણાત્મક હોય, તો કોઈનો મોક્ષ પણ ક્યાંથી થાય? એના ઉત્તરમાં પોતપોતાના ગુણસ્વભાવને અનુસરતાં નિષ્કામ કર્મોવડે પરમાત્માનું આરાધન કરવાથી તેમની કૃપા તથા સાક્ષાત્કાર થઈને મનુષ્યનો મોક્ષ થાય છે, એ વાત આખી ગીતાના સારાંશરૂપે દર્શાવનારું જુદું જ પ્રકરણ હવે શ્રીકૃષ્ણ ભગવાન આરંભે છે.

× આશ્રિતો ઇત્યાદિનું પ્રેમથી અને નિઃસ્વાર્થભાવે રક્ષણ, પાલન અને હિત કરવાનો સ્વભાવ.

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् । परि-
चर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वक-
र्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥४६॥
श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥
सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् । सर्वा-
रंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

---

સંત તુકારામઃ—હે દેવ! મેં મારું મન, મારી વાણી અને મારો દેહ તમને સમર્પિત કરી દીધાં છે. તેનું રક્ષણ કરવાનો ભાર તમારા ઉપર છે. ( શ્રીતુકારામ ગાથા—પાન ૪૯૩ )

જન્ય કર્મ છે. (૪૪) ખેતી, ગાયોની રક્ષા અને વાણિજ્ય એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; વળી સેવારૂપી કર્મ તે શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે. (૪૫) પોતપોતાનાં કર્મોમાં તત્પર રહેલો મનુષ્ય સિદ્ધિને પામે છે; પોતપોતાનાં કર્મમાં તત્પર રહેલો જેવી રીતે સિદ્ધિને પામે છે તે તું સાંભળ. (૪૬) જે( પરમેશ્વર )થી ભૂતોની પ્રવૃત્તિ થાય છે તથા જેનાવડે આ સમગ્ર જગત વ્યાપ્ત છે તેને સ્વકર્મવડે પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે. (૪૭) સારી રીતે આચરેલા પરધર્મ કરતાં કંઇક ન્યૂન ગુણવાળો ( પણ ) સ્વધર્મ શ્રેષ્ઠ છે; સ્વભાવનિયત કર્મોને કરતો ( મનુષ્ય ) દોષને પામતો નથી; (૪૮) (માટે) હે કૌંતેય ! સ્વાભાવિક કર્મ દોષવાળું હોય તોપણ ત્યજવું નહિ; કેમકે ધુમાડાવડે ઢંકાયલા અગ્નિની પેઠે, સર્વ આરંભો દોષથી ઢંકાયલા છે.

(૪૯) સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, મનને જીતનારો અને નિઃસ્પૃહ ( થયેલો મનુષ્ય )

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥
बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः । ध्या-
नयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् । विमु-
च्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥
ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥

શ્રીરામકૃષ્ણઃ—માણસો ઈશ્વર વિષે વિચારે છે, પણ તેના પર શ્રદ્ધા--વિશ્વાસ રાખતા નથી, એટલે પછી તેઓ તેને ભૂલી જાય છે અને જગતની જંજાળમાં ફસાય છે.

(શ્રીરામકૃષ્ણચરિત્ર–પાન ૪૩૨)

સંન્યાસયોગ વડે (નિવૃત્તિરૂપ) પરમ નૈષ્કર્મ્યની સિદ્ધિને પામે છે. (૫૦) હે કૌંતેય! સિદ્ધિને પામેલો જે પ્રકારે બ્રહ્મને પામે છે તે પ્રકારની જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા છે તેને તું મારી પાસેથી સંક્ષેપમાંજ સાંભળ. (૫૧) વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત થઇને ધૈર્યવડે શરીરાદિને વશ કરી, શબ્દાદિ વિષયોને ત્યજી તથા રાગદ્વેષને છોડી દઇ, (૫૨) એકાંત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ, વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો, (૫૩) અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા પરિગ્રહ ( વસ્તુના સંગ્રહ )ને ત્યજીને મમતારહિત અને શાંત થયેલો ( મનુષ્ય ) બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. (૫૪) બ્રહ્મરૂપ થયેલો અને પ્રસન્ન ચિત્તવાળો ( મનુષ્ય ) શોક કરતો નથી કે ઇચ્છા રાખતો નથી; અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો તે મારી પરા ભક્તિને પામે છે. (૫૫) હું જેટલો (પરિમાણવાળો) તથા જે (સ્વરૂપવાળો) છું તેવા મને (જ્ઞાની) ભક્તિવડે

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥
चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः । बुद्धि-
योगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥ मच्चि-
त्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि । अथ चे-
त्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥ यद-
हंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे । मिथ्यैष
व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥
स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा । कर्तुं
नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥६०॥
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामय-
न्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥ तमेव

શ્રીરામકૃષ્ણઃ—વિષયોથી દૂર રહી સંપૂર્ણ ત્યાગ થાય, મનનો લય થાય ત્યારેજ બ્રહ્મનું સ્વરૂપ જરાતરા અનુભવમાં આવવા લાગે છે.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૩૧)

યથાર્થ જાણે છે; તેથી મને યથાર્થ જાણીને તે પછી મારામાં પ્રવેશે છે.

(૫૬) મારો આશ્રય કરનારો (મનુષ્ય) સદા સર્વ કર્મો કરે તોપણ મારી કૃપાથી શાશ્વત અને અવિકારી પદને પામે છે. (૫૭) તું મનવડે સર્વ કર્મો મારે વિષે સમર્પણ કરીને મારા પરાયણ થઇ બુદ્ધિયોગનો આશ્રય કરીને સદા મારામાં ચિત્તવાળો થા. (૫૮) મારામાં ચિત્તવાળો તું મારી કૃપાથી, સર્વ સંકટોને ઓળંગી જઇશ; પણ અહંકારથી (મારૂં વચન) જો તું નહિ સાંભળે તો નાશ પામીશ. (૫૯) અહંકારનો આશ્રય લઇને "હું યુદ્ધ નહિ કરૂં" એમ જે તું માને છે, તે આ તારો નિશ્ચય મિથ્યા છે; કેમકે તારી પ્રકૃતિ તને (યુદ્ધમાં) જોડશે. (૬૦) હે કૌંતેય! તું મોહને લીધે જે કરવાને ઇચ્છતો નથી તે (યુદ્ધ)ને પોતાના સ્વભાવજન્ય કર્મવડે બંધાયલો તું પરવશ થઇને પણ કરીશ. (૬૧) હે

शरणं गच्छ सर्वभावेन भारत। तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया। विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः। इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु। मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

---

સંત તુકારામઃ—યજ્ઞાદિ કર્મો કરીને તેમના દ્વારા મળનારાં ફળની બાબતમાં તું તારી વાસનાની શા માટે વૃદ્ધિ કરતો જાય છે? તેમ કરવાથી તો તું ઊલટો બંધનમાં પડે છે; અને મોક્ષનું સાધન જે ભક્તિ છે તેમાંએ બધાં કર્મોવડે વિઘ્ન ઊભું થાય છે. + + ઈશ્વરના શરણે જવાનું મૂકીને તું બીજાં સાધનોની વ્યર્થ ખટપટમાં પડે છેજ શા માટે?

(શ્રીતુકારામગાથા—પાન ૪૭૫)

અર્જુન ! (સંસારરૂપ) યંત્ર પર ચઢેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયાવડે ભમાવતા ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે. (૬૨) હે ભારત ! સર્વ ભાવવડે તેનેજ તું શરણરૂપે પ્રાપ્ત કર. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પામીશ.

(૬૩) આ રીતે ગુહ્યથી અતિ ગુહ્ય એવું જ્ઞાન મેં તને કહ્યું; એને સંપૂર્ણ વિચારીને જેમ તું ઇચ્છે છે તેમ કર. (૬૪) સર્વ *ગુહ્યોમાં અતિ ગુહ્ય એવું મારૂં ઉત્તમ વચન ફરી પણ તું સાંભળ; તું મને અત્યંત પ્રિય છે, તેથી તારૂં હિત હું કહું છું. (૬૫) તું મારામાં મનવાળો, મને પૂજનારો, મારો ભક્ત થા અને મને નમસ્કાર કર; (એમ કરવાથી) તું મનેજ પ્રાપ્ત થઇશ. (આ) હું તારી આગળ સત્ય પ્ર-

---

* પણ આ અતિ ગંભીર ગીતાશાસ્ત્રનો સંપૂર્ણ વિચાર અર્જુન નહિ કરી શકવાથી હવે ભગવાન પોતેજ દયા કરીને નીચેના ત્રણ શ્લોકમાં સમગ્ર ગીતાનો સાર કહે છે.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वा
सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।
नचाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥
य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति। भक्तिं
मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥ न
च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः। भवि-
ता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥
अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः। ज्ञा-
नयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥
श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः। सोऽपि
मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

---

સ્વામી દયાનંદઃ—અમે વેદ ભણી ભણીને
જિંદગી પસાર કરી નાખી, પણ તેનું ફળ તો
આ મહાપુરુષનેજ (શ્રીરામકૃષ્ણ પરમહંસનેજ)
પ્રાપ્ત થયું છે. (શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૧૮૫

તિજ્ઞા કરૂં છું; તું મને પ્રિય છે (એટલા માટે કહું છું). (૬૬) સર્વ ધર્મોને ત્યજીને તું મને એકને શરણરૂપે પ્રાપ્ત કર; હું તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક ન કર.

(૬૭) આ (ગીતાશાસ્ત્ર) તપરહિતને, અભક્તને, સેવા નહિ કરનારને તથા જે મારી ઈર્ષ્યા કરે છે તેને તારે કદી કહેવું નહિ. (૬૮) જે આ પરમ ગુહ્ય શાસ્ત્ર મારા ભક્તોમાં કહેશે તે મારી શ્રેષ્ઠ ભક્તિ કરીને મનેજ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી. (૬૯) મનુષ્યોમાં તેનાથી કોઇ બીજો મારૂં અત્યંત પ્રિય કરનારો નથી અને આ પૃથ્વી પર તેનાથી બીજો અતિ પ્રિય મને થશે નહિ; (૭૦) અને જે આપણા બન્નેના આ ધર્મયુક્ત સંવાદનું અધ્યયન કરશે તેનાથી જ્ઞાનયજ્ઞ વડે હું પૂજાયો છું એવું મારૂં માનવું છે. (૭૧) શ્રદ્ધાવાન તથા અસૂયારહિત જે મનુષ્ય (આનું) શ્રવણ કરે છે તે પણ મુક્ત થઇને પુણ્ય કર્મ કરનારાઓના શુભલો-

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा । कच्चि-
दज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

अर्जुन उवाच ।

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥
व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् । योगं
योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥७५॥
राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

---

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો તીવ્ર વૈરાગ્ય જોઇએ. જે માર્ગ અને જે આચરણ ઈશ્વરના માર્ગની વિરુદ્ધ છે એમ લાગે તેનો તો ત્યાગજ કરી દેવો જોઇએ.

(શ્રીરામકૃષ્ણકથામૃત—પાન ૫૮૨)

ક્ને પામે છે.

(૭૨) હે પાર્થ! તેં એકાગ્ર ચિત્તે આ સાંભળ્યું ને? હે ધનંજય! તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યો ને?

અર્જુન બોલ્યો:–

(૭૩) હે અચ્યુત! આપની કૃપાથી મોહ નાશ પામ્યો છે અને મેં (સ્વધર્મકર્મની, ગુણ-સ્વભાવની, યોગબુદ્ધિની, કાર્યાકાર્યની, પ્રવૃત્તિ નિવૃત્તિની તથા પરમપ્રાપ્તવ્ય ઇત્યાદિની સર્વ) સ્મૃતિ પ્રાપ્ત કરી છે; (હવે) સંશયરહિત થઇને હું ઊભો છું અને આપનું વચન કરીશ.

સંજય બોલ્યો:–

(૭૪) એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણનો અને અર્જુનનો આ અદ્‌ભુત તથા રોમાંચક સંવાદ મેં સાંભળ્યો છે. (૭૫) શ્રીવ્યાસની કૃપાથી આ અતિ ગુહ્ય શ્રેષ્ઠ યોગને સાક્ષાત્ પોતે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી મેં સાંભળ્યો છે. (૭૬) હે રાજન્! કેશવ અને અર્જુનના આ અદ્‌ભુત અને પુણ્યકારક સંવાદને સંભારી સંભા-

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः। विस्म-
यो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥
यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासयोगो नाम अष्टादशोऽध्यायः ॥१८॥

---

સંત તુકારામઃ—તમારે ચતુર વક્તા થવાની કે સુજ્ઞ શ્રોતા બનવાની ચેષ્ટા કરવી નહિ. ફક્ત ચિત્તની અંદર હરિવિષયક ભાવને ધારણ કરી બેસી રહેવું; એટલુંજ જે કોઇ કરી શકશે તે આ સંસારમાં કૃતાર્થ થઈ જશે. પરબ્રહ્મનો નિવાસ તેના હૃદયમાંજ છે એમ નિશ્ચયપૂર્વક માની લેજો. (શ્રીતુકારામગાથા—પાન ૩૮૬)

રીને હું વારંવાર હર્ષ પામું છું; (૭૭) અને હે રાજન્ ! શ્રીહરિના તે અતિ અદ્ભુત રૂપને સંભારી સંભારીને મને મહાન્ વિસ્મય થાય છે અને વારંવાર હું હર્ષ પામું છું.

(૭૮) જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે એમ મારૂં માનવું છે.

**એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "મોક્ષસંન્યાસયોગ" એ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.**

---

સંત તુકારામઃ—હે મનુષ્યો તમે તમારૂં ચિત્ત શુદ્ધ કરો અને ભાવપૂર્વક હરિનામનાં ગીત ગાઓ. તમારે જો દેવની પ્રાપ્તિ કરવીજ હોય તો આ એક સહેલામાં સહેલો ઉપાય છે.

(સંત તુકારામગાથા—પાન ૭૧૧)

# ગીતાજીનાં ગુણગાન

**ભાઈ પરમાનંદજી**—જો આર્યોની સભ્યતાના—અર્થાત્ જ્ઞાનચારિત્ર્યના મહાસાગરને એકાદ ગાગરમાં સમાલેલો જોવો હોય તો તે ગીતામાં જણાશે. કદાચ આર્ય જાતિનાં બીજાં બધાં શાસ્ત્રો નાશ પામી માત્ર ગીતા રહી હોત તોપણ તેના ગૌરવની સ્મૃતિ સંસારમાં ચાલુ રહેત; કેમકે એમાં આર્યસભ્યતા એટલી બધી સુરક્ષિત છે કે ગીતાનો પ્રચાર થવો અથવા નાશ થવો એ આર્યધર્મની વૃદ્ધિ અથવા નાશ થવા બરાબર છે.

ગીતાજી જેવું અદ્વિતીય પુસ્તક કાંઇ અકસ્માત્ પેદા થતું નથી. એના પહેલાં તો ઘણા કાળની જ્ઞાનોન્નતિ આવશ્યક છે. જ્યાં ઉપનિષદો અને દર્શનશાસ્ત્રોનું તત્ત્વજ્ઞાન હયાત ન હોય ત્યાં 'ગીતા' જેવો ગ્રંથ રચી શકાયજ નહિ. માત્ર એક મહાભારતમાંજ ગીતાને વિસ્તારથી સમજાવનારાં દૃષ્ટાંત મળી શકે છે. નાહીધોઇ પવિત્ર થઇને પાઠ કરનારજ ગીતાના સ્વર્ગીય ગાનનું મહત્ત્વ કંઇક સમજી શકે; પંડિતોનાં પ્રવચનોમાંજ તેનું આંતર્બાહ્ય સૌંદર્ય કંઇક જોઇ શકે; સુયોગ્ય ગુરુચરણોમાં બેસીનેજ "**समोऽहं सर्वभूतेषु**" નો કંઇક અનુભવ કરી શકે; પણ આ મોહટાળક મંત્રનું

પૂરું રહસ્ય તો તેજ ભવ્યાત્મા સમજી શકે કે જે દુર્યો-
ધન અને દુઃશાસનના અત્યાચારોનો નાશ કરવા માટે
અડગ નિશ્ચય કરી યુદ્ધભૂમિમાં તત્પર થઈને ઊભો હોય.

ગીતાજ એક એવું ધર્મપુસ્તક છે, કે જે આર્ય ધર્મ-
ના પ્રચારમાં ખાસ ઉપયોગી થઈ શકે, કેમકે એક આખી
હિંદુ જાતિ તેને પોતાના ધર્મપુસ્તક તરીકે માને છે
અને ઋષિમુનિઓ તથા દાર્શનિકો પણ માને છે કે તેમાં
વૈદિક જ્ઞાનનો સારાંશ સમાયેલો છે; માટે એનેજ આર્ય-
ધર્મનું પ્રમાણભૂત પુસ્તક કહેવું એ સર્વથા ઉચિત છે.

**મહાત્મા બંકિમબાબુ**—ગીતામાં જ્ઞાન, કર્મ
અને ભક્તિ એ ત્રણેને એવો યોગ્ય ન્યાય અપાયો છે કે
જેવું સામંજસ્ય બીજા કોઇ પણ ગ્રંથમાં નથી! × ×
આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતા-
માંજ દેખાય છે. આવી અદ્ભુત ધર્મવ્યાખ્યા અને
આવો પરમોત્તમ ભક્તિવાદ કોઇ પણ દેશમાં ને કોઈ
પણ કાળે સમજાવાયો નથી.

**લોકમાન્ય તિલક**—એમણે બૌદ્ધોના ત્રિપિટક,
ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે ગીતાની તુલ-
ના કરીને નિર્ણય કર્યો છે કે, દુઃખીને શાંતિ આપનાર,
આધ્યાત્મિક પૂર્ણદશાને ઓળખાવનાર અને ટૂંકામાં
ચરાચર જગતનાં ગૂઢ તત્ત્વોને સમજાવનાર ગીતા જેવો
ગ્રંથ જગતની કોઇ પણ ભાષામાં નથી.

સનાતન વૈદિક ધર્મરૂપી વૃક્ષનું એ એક અત્યંત મધુર અને પૂર્ણ પાકેલું અમર ફળ છે.

યોગ, સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો વગેરે પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના વૈદિક ધર્મના પાયા-રૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્‌ગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિઃસંદેહ રીતે સમજાવી શકે એવો ગીતા સમાન કોઇ પણ ગ્રંથ સંસ્કૃત વાઙ્‌મયમાં નથી.

આ ગીતાગ્રંથમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્ય તરીકે સર્વભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારતભૂમિને શોભાવતા હતા, ત્યારે આ દેશ ઈશ્વર-કૃપાને પાત્ર થઇ જ્ઞાન, ચારિત્ર્ય અને ઐશ્વર્યના શિખરે હતો; અને જ્યારથી એ બંને લોકમાંથી તારનારો તથા પરમ શ્રેયકારી પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ ભારતવાસીઓની દુર્દશા શરૂ થઇ છે.

**મહામના માલવીયાજી**—આ અદ્‌ભુત ગ્રંથના ૧૮ નાનકડા અધ્યાયોમાં એટલું બધું સત્ય, એટલું બધું જ્ઞાન અને એટલા બધા ઉચ્ચ, ગંભીર તથા સા·

ત્ત્વિક વિચારો ભરેલા છે કે, જે મનુષ્યને નીચામાં નીચી દશામાંથી ઉપાડીને દેવતાને સ્થાને બેસાડવાની શક્તિ ધરાવે છે.

**એફ. એચ. મોલેમ**—(ઇંગ્લેંડના યહૂદી)—હું પૂરેપૂરો એક ઇસાઇ તરીકે ઊછર્યો છું અને બાઇબલ-નો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે; છતાં કહેતાં હર્ષ થાય છે કે, એમાં જે લખાયું છે તે માત્ર ગીતાના થોડાક સારરૂપે છે અને ગીતામાંથી જે જે ફળ મળે છે તે બાઇબલમાંથી મળતું નથી.

મને એજ આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવાનો શા માટે અહીં સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિઃસંદેહ એનું કારણ તેમનો પાશ્ચાત્ય દેશો પ્રત્યેનો મોહજ છે. તેમનાં ભોળાં હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓના હૃદય ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની ઇંદ્રજાળમાં ફસાય છે; બાકી જે દેશ યા સમાજને ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ અધોગતિનોજ છે.

હું ઇસાઇ હોવા છતાં પણ ગીતા પ્રત્યે આટલું બધું માન એટલા માટે ધરાવું છું કે, જે પ્રશ્નોનો નિકાલ હજુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો નથી લાવી શક્યા, તેવા ગૂઢ પ્રશ્નોનો નિકાલ એ ગીતા ગ્રંથમાં શુદ્ધ અને સરળ રીતે આપેલો છે.

એમાંનાં કેટલાંક સૂત્રો અમૂલ્ય ઉપદેશોથી ભરપૂર જણાયાં, તેથીજ મારે માટે ગીતાજી યોગેશ્વરી માતા થઈ રહી છે. એ ગીતા દુનિયાની અઢળક સંપત્તિ વડે પણ ખરીદી શકાય નહિ એવો ભારતવર્ષનો અમૂલ્ય-અલૌકિક ખજાનો છે.

**મહાત્મા થૉરો**—તેઓ એકાંત માટે જંગલમાં રહેતા ત્યારે તેમના પટ્ટશિષ્ય એમર્સન એક દિવસ તેમની ઝૂંપડી પાસે જઇને જુએ છે તો થૉરો એક પાટ ઉપર સૂઇ રહ્યા છે અને નીચે બે ત્રણ સાપ-વીંછી પડ્યા છે! થોડી વારે એ સાપ વીંછી ચાલ્યા ગયા પછી થૉરો જાગ્યા ત્યારે એમર્સને અભિવંદનાદિ કર્યાં બાદ સંકોચથી કહ્યું કે, "મેં અહીં કેટલાંક ઝેરી જાનવર જોયાં તે કદાચ આપને હેરાન કરે, તેથી આજ્ઞા હોય તો આપનું બિછાનું બીજી જગ્યાએ કરી આપું."

આ સાંભળીને મહાત્મા થૉરોએ ખડખડાટ હસીને કહ્યું કે, "એમર્સન! એમાં ભયની શી વાત છે? જ્યાં-સુધી મારી રક્ષક શ્રીગીતામાતા હયાત છે ત્યાંસુધી મને કશોજ ભય નથી."

મહાત્મા થૉરો એક જગ્યાએ કહે છે કે, "પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ગીતાથી શ્રેષ્ઠ કોઈ વસ્તુ નથી. × × ગીતામાં એટલું ઉત્તમ અને સર્વ-વ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત

વર્ષ થવા છતાં, એવો બીજો એક ગ્રંથ હજી લખાયો નથી. × × ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધું જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું એટલું બધું મહત્ત્વ જણાય છે કે, આ તત્ત્વજ્ઞાન કોઈ જુદાજ યુગમાં કે સ્થિતિમાં લખાયલું હોવું જોઇએ. × × હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જ્ઞાનામૃતમાં સ્નાન કરાવું છું."

**મહાત્મા એમર્સન**—અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાને ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણીને પોતાની સામે રાખતો; કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે એમાંનો '**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।**' એ શ્લોક વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ રહેતું; હૃદય નાચી ઊઠતું અને કલાકોના કલાકો સુધી તે આનંદાશ્રુ વહાવતો !

**સાધુ વસવાણી**—ગીતા ગ્રંથ એવો અમૂલ્ય અને આધ્યાત્મિક ભાવોથી ભરેલો છે કે જેથી હું વખતોવખત પરમાત્માને પ્રાર્થું છું કે, મરતાં સુધી ગીતાનો સંદેશ એક સ્થળેથી બીજા સ્થળે પહોંચાડી શકું એવી શક્તિ તે દયા કરીને આપે.

**ટી. વી. શેષગિરિ અય્યર**—ગીતામાં સંસારના

સર્વ ધર્મોમાં સર્વોત્તમ તત્ત્વ છે. તે ગૃહસ્થનાં કર્તવ્યો-નું પૂર્ણ ધર્મશાસ્ત્ર છે; સૌથી મહાન અવતારની વાણી છે અને અમારા ધાર્મિક તથા સામાજિક જીવનનો સર્વોત્તમ સાર છે.

**મહર્ષિ દ્વિજેન્દ્રનાથ**—પાશ્ચાત્ય દાર્શનિક ગ્રંથો ભલેને ખૂબ ચમકે; પરંતુ અમારા આ ધર્મદીપકનો પ્રકાશ તેથીયે વધુ ઝળકીને તેમને ઝાંખા પાડી દેશે.

**ટી. સી. કેશવાલુ પિલ્લે**—આપણાં બાળકો-ને શરૂથીજ ગીતાપાઠ કરવાની ટેવ પાડવી જોઇએ. આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે ગીતા સિવાય બીજા કોઇ શિક્ષક કે માર્ગદર્શકની જરૂર નથી.

**પ્રો. રંગાચાર્ય**—હિંદુઓને સાંપ્રદાયિકતાથી રહિત એવું ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવા માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવો બીજો કોઇ પણ ગ્રંથ નથી. તેમાં પ્રતિપાદન કરેલા સઘળા નૈતિક અને ધાર્મિક આદેશ પરમાત્માની આજ્ઞારૂપ છે.

**ભક્તરામ શર્મા**—હાલમાં સર્વ કોઇ સ્વીકારે એવી કોઇ વસ્તુ હોય તો તે માત્ર એક ભગવદ્‌ગીતાજ છે. વ્યાસમુનિએ ગીતાશાસ્ત્ર આ રૂપે રચીને હિંદુઓને એક-તંતુથી બાંધી દીધા છે. ગીતા તરફ પૂરતું ધ્યાન આપીએ તો આજથીજ સંસારમાંથી સમસ્ત વેર-વિરોધ નાશ પામે.

**શ્રી. મજુમદાર**—પ્રિય ભાઇઓ ! પરમાત્માના

આ ગીતારૂપી હૃદયને સદાનો સાથી બનાવો. નિત્યપાઠ કરતા રહી, તેનો પ્રવાહ તમારા હૃદયમાં વધુ ને વધુ વહેવરાવવાનો પ્રયત્ન કરો અને પછી જોઇ લો કે શું થાય છે? અવશ્ય તમારૂં ખૂબ કલ્યાણ થશે.

ડૉ. **મેકનિલ**—ગીતાગ્રંથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું અપૂર્વ મિશ્રણ રજૂ કરે છે.

**પંડિતવર લક્ષ્મણજી શાસ્ત્રી**—ધર્મનાં ગૂઢ રહસ્યોને થોડાક સરળ અને સુરસ એવા થોડાક શબ્દોમાં પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ તો માત્ર શ્રીગીતાજીમાંજ રહેલી છે.

**એફ. ટી. બ્રૂક્સ**—ભારતવર્ષના ઉજ્જવલ ભૂતકાળનું મહાન દાન એવું અસરકારક છે કે, જે માનવ જાતીનું હજી વધુ ઉજ્જવળ ભવિષ્ય નિર્માણ કરશે.

**વિલ્હેલ્મ ફાન હુમ્બોલ્ટ**—સંસારમાં જેટલા ગ્રંથો છે તેમાં ક્યાંય ગીતા જેવા સૂક્ષ્મ ને ઉન્નત વિચારો મળતા નથી. ( દુનિયાના સૌથી વધુ વાંચવા યોગ્ય ગ્રંથ તરીકે જર્મનીમાં પણ ગીતા સૌથી વધુ વંચાય છે. )

**મહેરબાબાજી**—ભગવાન શ્રીકૃષ્ણ હિંદુજાતિમાં જન્મવાથી ગીતાને લોકો હિંદુઓનોજ ધર્મગ્રંથ માને છે; પરંતુ વાસ્તવમાં "આ ગ્રંથ માત્ર હિંદુઓનોજ નહિ પરંતુ સમસ્ત માનવજાતિનો છે."

**ચીની અનુવાદક**—આ મહાત્મા શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો આસક્ત હતો કે, તે રોજ ગીતાજી વાંચીને ત્રણચાર વાર પ્રેમરુદન કરતો; અને ચીનાઓએ તો એનુંજ નામ "ક્રિપનજી" (કૃષ્ણજી) પાડી દીધું હતું; તથા અત્યારે એનું મૂળ નામ તો ત્યાં કોઇ જાણતુંજ નથી.

**વૅારન હેસ્ટિંગ્સ**—કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.

**મહાન અકબરનો પૌત્ર દારા**—મારામાં ગીતાનાં પૂરતાં વખાણ કરવાની શક્તિ નથી.

**મહાત્મા ગાંધીજી**—એક વાર મારો અંતકાળ પાસે આવેલો જણાયો ત્યારે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી. × × × જ્યારે જ્યારે હું બહુ ભારે મુશ્કેલીઓથી ઘેરાઇ જાઉં છું ત્યારે ત્યારે હું ગીતા માતાની પાસે દોડી જાઉં છું અને એમાંથી મારૂં સમાધાન ન થયું હોય એવું કદી બન્યું નથી.

હું તો ઇચ્છું છું કે ફક્ત રાષ્ટ્રીય શાળાઓમાંજ નહિ, પરંતુ પ્રત્યેક શિક્ષણ સંસ્થાઓમાં ગીતાજીનું શિક્ષણ આપવામાં આવે. જે કોઇ હિંદુ બાળક યા બાલિકા ગીતાજી જાણતા ન હોય તે તેમને માટે શરમરૂપ ગણાવું જોઇએ. એ સાચું છે કે ગીતાજી એ એક વિશ્વધર્મનું પુસ્તક છે. પરંતુ બાહ્ય દબાણથી તે કદી

વિશ્વવ્યાપી નહિ થઇ શકે. એ વિશ્વવ્યાપી ત્યારે થશે જ્યારે એના પ્રશંસકો તેને દબાણપૂર્વક બીજાને ગળે નહિ ઉતારતાં પોતાના જીવનદ્વારા તેના શિક્ષણને મૂર્ત સ્વરૂપ દેશે.

**સ્વામી વિવેકાનંદજી**—શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એ ઉપનિષદરૂપી બગીચાઓમાંથી વીણી કાઢેલાં આધ્યાત્મિક સત્યોરૂપી પુષ્પોથી ગૂંથેલી સુંદર છડી કિંવા કલગી છે.

**ભગવાન જ્ઞાનેશ્વર**—ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે. તેથી તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઉદારતામાં તો વેદથીયે વધુ છે. × × જે કોઇ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું. × × ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો હવે છૂટાં પડેલાં ભટકે છે; માટે તેમનો મેળ કરાવવો, એ પણ સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે.

**ભગવાન શંકરાચાર્ય—गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् । नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥**

ભાવાર્થ:—દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને પરમ સુખની નિત્યપ્રાપ્તિ માટે ગાન તો માત્ર ગીતાનું અને વિષ્ણુસહસ્રનામનું ગાવા યોગ્ય છે; ધ્યાન તો શ્રીપતિનું ધરવા યોગ્ય છે, ચિત્ત તો સાચા સજ્જનો-

ના સંગમાં પરોવવું યોગ્ય છે અને વિત્ત તો દીન-દુઃખીઓને આપવું યોગ્ય છે.

**મહર્ષિ વ્યાસ—गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः। या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

ભાવાર્થઃ—સ્વયં વિષ્ણુભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતા શાસ્ત્રને ગાવા અને પાળવા જેવું પરમ કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાની શી જરૂર છે?

**ગીતાગાયક શ્રીકૃષ્ણ—गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् । गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥ गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम् गीता मे परमं गुह्यं गीता मे परमो गुरूः ॥**

અર્થાત્ ગીતા એ મારું હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારું અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારું અવિનાશી જ્ઞાન છે; ગીતા મારું શ્રેષ્ઠ નિવાસસ્થાન છે; ગીતા મારું પરમપદ છે; ગીતા મારું પરમરહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે.

(ખાસ અભ્યાસીઓના વિચાર—સારાંશરૂપે)

---

# આ તે તમારું ભણતર કે સત્યાનાશ !

"શાળામાં વિદ્યાર્થી હવે ખરૂં શિક્ષણ પામતો નથી, પણ ઊલટી આત્મશ્રદ્ધાદિ દૈવી સંપત્તિ હોય તે પણ જતી રહીને અશ્રદ્ધા આવે છે. વેદ અને વેદાન્તની કૂંચીરૂપ જે આત્મશ્રદ્ધાએ નાચિકેતાને યમની સામે થવા શક્તિમાન કર્યો હતો; અરે! જે આત્મશ્રદ્ધા આખા જગતને ગતિમાન કરે છે તે આત્મશ્રદ્ધાનોજ નાશ !"

"જે વિદ્યા વડે લોકો જીવનસંગ્રામમાં સમર્થ થઇ શકે નહિ; જે વિદ્યાથી મનુષ્યોનું ચારિત્ર્ય ખીલે નહિ અને જે જ્ઞાનથી મનુષ્યો પરોપકારપ્રેમી અને સિંહ સમાન પરાક્રમી બને નહિ, એનું નામ વિદ્યા નથી."

"તમો હાલના ભણેલાઓ કરતાં તો તમારા દેશના ખેડૂતો, મજૂરો અને ફેરિયાઓમાં પણ ઉદ્યમ અને આત્મનિષ્ઠા વધુ તથા દેહાભિમાન ઓછું જણાય છે; કેમકે તેઓ બિચારા મૂંગે મોઢે આખી જિંદગી કામ કર્યા કરે છે અને ધનધાન્ય ઉપજાવવા છતાં એક પણ શબ્દ તે વિષે બોલતા નથી. યાદ રાખજો કે, એક વખત તેઓજ તમારા કરતાં આગળ વધી જશે અને તમો આંખો ફાડીને જોઇ રહેશો! × × તમારામાં વિદ્યા અને જ્ઞાનનું અભિમાન બહુ ભયંકર રૂપ લઇ બેઠું છે."

"અરે! શું સમુદ્રમાં એટલું પાણી નથી કે તમારાં
ાલેજાદિનાં) પુસ્તકોને, તમારા યુનિવર્સિટીના ઝભ્ભા-
ને, ડીપ્લોમાને અને તમને બધાંને ડુબાવી શકે?
ઓ, જો એટલું પાણી હોય તો ડૂબી મરો."

### અનુભવ અને પ્રકૃતિ

"જેને માટે તેઓએ કંઈ કર્યું નથી, પણ જેણે
ને માટે બનતું બધું કર્યું છે તેને 'તું આમ કર
તેમ કર' એવા એવા આદેશ આપે છે! આવી
ધી દુનિયા છે."

"પણ હું નિર્વીર્ય માણસો (કમિટિ ઇત્યાદિ)ના
મમાં મને મૂકવા માગતો નથી. મારે તો પહેલેથી તે
ા સુધી પંડેજ કાર્ય કરવાનું રહ્યું છે. હમણાં વિશ્રામ-
વાત કેવી? વિશ્રામ તો શરીર છૂટશે ત્યારે મળશે."

"હું પોતાને સર્વપ્રિય બનાવી નથી શકતો અને
ને આધીન નથી થઇ શકતો તેને માટે લાચાર છું.
ંદગીભર મેં એવા ધોરણ માટે વેઠયું છે, છતાં તેમ
નથીજ કરી શકતો."

"મારી રીતો અત્યંત કડક છે. કહેવા બેઠો એટલે
ટલું બધું કહેવાઇ જાય કે તે બિચારાની શાંતિ માટે
ુ ભારે થઇ પડે."

("વિવેકાનંદજી"ના ગ્રંથોને આધારે)

# अंग्रेजी शिक्षा का कुप्रभाव

સિદ્ધ ભી હો ચૂકા હૈ કિ અંગ્રેજી ભાષા હમેં અંગ્રેજ તો ન બના સકેગી, પર ભારતીય ભી ન રહને દેગી.

અંગ્રેજી શિક્ષા હમારે ઇતિહાસ કો તોડ મોડ કર ઇસ પ્રકાર હમેં સિખાતી હૈ કિ ઇસસે લાભ કી અપેક્ષા હાનિ હોતી હૈ. ઘટનાઓં સે હમ ઠીક પરિણામ નહીં નિકાલ સકતે. લેથબ્રિજ ઔર હંટર જૈસે ઇતિહાસલેખક હમેં આપની પ્રાચીન સભ્યતા, ગૌરવ ઔર પ્રતિષ્ઠા ક્યોં બતાયેંગે ?

જબ ભાષા ન રહી તો સાહિત્ય ભી સાથ હી નષ્ટ હો જાતા હૈ. × × અંગ્રેજી શિક્ષા ને હિંદી સાહિત્ય કો ભી નષ્ટ કર દિયા !

હમારે સામાજિક જીવન પર ઇસકા ઐસા પ્રભાવ પડા હૈ કિ હમ સદાચાર કો ભી ખો બૈઠે ઔર પાશ્ચાત્ય સભ્યતા કી દિખલાવેકી વસ્તુઓં કો હમને ગ્રહણ કર લિયા. હમ ન ઘર કે રહે ન ઘાટ કે, ન ઇધર કે ન ઉધર કે. અંગ્રેજી શિક્ષા ને હમારે આચારવિચાર કો નષ્ટ કર દિયા. સચ્ચી ચેતનતા ઔર વિચારશક્તિ હી હમારા જાતીય ગૌરવ કી રક્ષા કર સકતી હૈ.

અંગ્રેજી શિક્ષા ને હમારી ભાષા, સાહિત્ય, ધર્મ, આચાર, જાતીય ભાવ, રાજા ઔર સ્વાધીનતા સબ પર અપના પ્રભાવ ડાલા. હમને અપને ઘર કી વસ્તુઓં કો

પરિત્યાગ કર અંગ્રેજોં પર આશ્રિત હોના સીખા. ઇન ખોઇ હુઇ વસ્તુઓં કો પુનઃ પ્રાપ્ત કરને કે લિયે બહુત સમય ચાહિયે ઔર બહુત પરિશ્રમ કરને કી આવશ્યકતા હૈ. ઇસકે લિયે હમેં તન, મન, ધન સબ કુછ બલિદાન કરના પડેગા.

ઇસ શિક્ષા કા એક પરિણામ યહ ભી હુઆ હૈ કિ ઐસી લોગોં કી એક સંખ્યા (જો પ્રતિદિન બઢ રહી હૈ) હો ગઇ હૈ—જો કોઇ કલાકૌશલ તથા વ્યાપાર નહીં જાનતી. રોટી કમાને કે લિયે ઇનકે પાસ નૌકરી કે અતિરિક્ત કોઈ ઉપાય નહીં.

વાસ્તવ મેં ઇસ શિક્ષા ને નૌકરશાહી કે લિયે સહાયકોં, નૌકરોં ઔર સરકારી સ્કૂલોં કે લિયે અધ્યાપકોં, અદાલતોં કે લિયે વકીલ ઔર બૈરિસ્ટરોં કી એક ભારી સંખ્યા ઉત્પન્ન કર દી હૈ; જિસને અંગ્રેજી રાજકો સ્થાયી બનાને ઔર સરકાર કી પ્રતિષ્ઠા બઢાને મેં બડી સહાયતા દી હૈ તથા દૂસરી ઓર અંગ્રેજી શિક્ષિતોં ને દેશ કે લિયે યહ કિયા હૈ કિ વહ જાતિયતા કા સર્વનાશ કર રહે હૈં, જાતિ ઔર ધર્મ કે લિયે બલિદાન કી શકિત એવં સાહસ ઔર દેશભકિત કા અંશ ઇનમેં લેશમાત્ર ભી નહીં.

સ્મરણ રહે કિ ૧૯ વીં શતાબ્દિ મેં યદિ રણજિતસિંહ, સ્વામી દયાનંદ, રામકૃષ્ણ, સાલજંગ, વિવેકાનંદ ઔર અન્ય મહા પુરુષ ઉત્પન્ન હુએ, તો ઇસકા

કારણ અંગ્રેજી શિક્ષા ન થી, પ્રત્યુત યહ કહના ચાહિયે કિ પ્રાચીન ભારત કી સભ્યતા મરી ન થી.

(લાલા હરદયાલજી એમ. એ. ના એક લેખમાંથી)

# एकान्त अने एकाग्रता एटले शुं ?

મિચલ એન્જેલોને એક મિત્રે પૂછયું કે "તમે આવું એકાંત જીવન શા માટે ગાળો છો ?" તે કલાવિધાયકે કહ્યું કે, "કલા અને અસાધારણતા એ ઈર્ષ્યાળુ પ્રિયા છે. તે મનુષ્યનો અનન્ય પ્રેમ માગે છે." ડિઝરાયલીના જણાવવા પ્રમાણે જ્યારે તે સિસ્ટાઇન મંદિર પર કામ કરતો હતો ત્યારે તેણે ઘરના પણ કોઇને મુલાકાત નહિ આપવાનો નિયમ રાખ્યો હતો.

સઘળા મહાપુરુષોની મહત્તા, સફળતા અને કીર્તિનું મુખ્ય રહસ્ય એજ છે કે, પોતાની સઘળી શકિતઓને તેઓ એકજ બાબત પર એકાગ્ર–એકઠી કરતા તથા વાપરતા અને પોતાના લક્ષ્ય સિવાયની બીજી દરેક બાબત પોતાના મગજમાંથી હાંકી કાઢતા.

આ ટૂંક માનવજીવનમાં જેને કાંઇ પણ અગત્યનું કાર્ય કરવું હોય, તેણે પોતાની સર્વ શકિતઓ વડે એવી એકાગ્રતાપૂર્વક કામ કરવું જોઇએ કે જેથી મોજશોખ માટે જન્મેલા આળસુ માણસોને તો તે ગાંડા જેવોજ લાગે !

("ભાગ્યના સ્ત્રષ્ટાઓ"માંથી થોડો ભાવાર્થ)

# खराब पुस्तकोनां नुकसान

એક વાર એક છોકરાએ બીજા છોકરાને બિભત્સ
ત્રો અને શબ્દોવાળું એક પુસ્તક બતાવ્યું અને તેણે
માત્ર થોડીજ પળો હાથમાં લીધું હતું, છતાં પાછ-
ી તે શ્રેષ્ઠ ધર્માચાર્ય થયા પછી એક મિત્ર આગળ
્યો હતો કે, "એ પુસ્તક જોવા કરતાં તો મેં અર્ધી
ોકત આપી દીધી હોત તો ઠીક થાત; કારણકે તેમાંનાં
ાવિત્ર ચિત્રો કેટલીક વાર પવિત્ર સમયે પણ વગર
પે મનમાં આવે છે!"

જેમ્સ ટી. ફીલ્ડઝ એક ખૂની બાળકને જેલમાં
યો ત્યારે તે બોલેલો કે, "ખૂન અને બીજાં ભયં-
કામોના વર્ણનથી ભરેલી નવલકથાઓનો મને ઘણો
લાગ્યો હતો. મેં તે ખૂબ વાંચી હતી અને તેથી એ
ાકોએજ મારા મગજમાં ભયંકર વિચારો પ્રેરી મને
ી કામો કરવા પ્રેર્યો હતો એ નિઃશંક છે."

બિશપ પોટરે કહ્યું છે કે, "માણસ જે કક્ષાનાં
ાકો વાંચે છે તેથી ચઢતી કક્ષાનો તે થઇ શકતો
ા એ એક સિદ્ધ વાક્ય છે."

દુર્ભાગ્યની વાત છે કે, આજકાલ તો આ દેશમાં
ાક બિભત્સ અને ક્રૂર વર્ણનવાળા લેખો લખવા અને
ાવા મંડી પડયા છે!

("ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી)

# ધનના ગુલામો અને ધનરહિત ધનપતિઓ

કોઈ પાસે પુષ્કળ ધનમાલ હોય તેથી તેને મારી પાસે બડાઇ મારવા દેવો જોઇએ નહિ અને બતાવી આપવું જોઇએ કે, હું પૈસા વિના ચલાવી શકું છું; કોઇ મને પૈસા, સુખ કે માન આપીને ખરીદી શકતો નથી અને મારી પાસે પાઇ પણ ન હોય તથા રોટલો ભલે તેનેજ ત્યાંથી મળતો હોય તો પણ તે મારી આગળ રંક છે. —એમર્સન

કોઇ પણ વસ્તુએ મારા હૃદયને સૌથી વિશેષ અસર કરી હોય તો તે નાના ઘરમાંના મોટા અંતઃકરણે કરી છે. —લાકોર્ડેર

જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી માણસો વૈભવી–પતિત થાય છે તે દેશનું અનિષ્ટ જલદી થાય છે. —ગોલ્ડસ્મિથ

આરામ નહિ પણ પ્રયત્ન અને સગવડ નહિ પણ મુસ્કેલીજ ઉત્તમ માણસો ઘડે છે–માણસને ઉત્તમ બનાવે છે.

એક માણસને જ્યારે ઇશ્વર શિક્ષણ આપવા માગે છે ત્યારે તે એને સર્વ સાધનોવાળી શાળામાં નહિ પણ તંગીની પાઠશાળામાં મોકલે છે.

ભર્તૃહરિ, ગોરખ, ગૌરાંગ, જ્ઞાનેશ્વર, તુકારામ, રામદાસ, તુલસીદાસ, બુદ્ધ, ખ્રિસ્ત, હજરત મહમ્મદ (સલ૦), કૉનફ્યુશિયસ, નાનક, કબીર, નૃસિંહ, સુદામા,

રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, અગાસિઝ, ફિલિપ્સ, બ્રુક્સ, થોરો, ગેરિસન, એમર્સન, બિચર—એ સૌ વિરલ આત્માઓ પૈસા વિનાના શ્રીમંત હતા. તેઓ પક્ષીમાં અને પુષ્પોમાં સૌંદર્યનું, ઘાસમાં પ્રભુલીલાનું, વહેતા ઝરામાં ગ્રંથોનું, પાષાણમાં ઉપદેશનું અને પ્રત્યેક વસ્તુ-માં કલ્યાણનું દર્શન કરતા હતા. તેઓ જાણતા હતા કે, માણસને અરણ્યનું સૃષ્ટિસૌંદર્ય માણવા માટે કશો કર ભરવાનો નથી. તેમને જગતનો પ્રત્યેક પદાર્થ સૌંદર્યના મહાન સ્રષ્ટા પાસેથી ખાસ સંદેશો લાવતો જણાતો; અને તે પ્રત્યેક પદાર્થમાં તેનીજ શક્તિ અને સુંદરતા તેઓને જણાતી. જેવી આતુરતાથી રણમાંનો તરસ્યો પ્રવાસી વૃક્ષઘટામાંના ઝરણાનું ઠંડું પાણી પીએ, તેવી આતુરતાથી તેમનાં મુમુક્ષુ અંતરોએ બીડ, ખેતર, પુષ્પ, પક્ષી, નાળાં, પર્વત અને જંગલમાંથી તે પરમાત્માની શક્તિ અને પ્રેરણા ખેંચી હતી અને તત્ત્વામૃતનું પાન કર્યું હતું. આવી રીતે પ્રાણીઓ અને પદાર્થોમાં રહેલી સારભૂત શક્તિ અને સંપત્તિ તારવી કાઢવી તથા એ પરમામૃતના પ્યાસા આતુર માનવીઓ પર તેની વૃષ્ટિ કરવી, એ પણ તેમનું કાર્ય હતું. તેઓ માનતા કે મનુ-ષ્યને સૌથી વધારે મહત્ત્વનો ખોરાક મુખરસ્તે મળતો નથી, પણ મન દ્વારા મળે છે; કારણકે મનુષ્યો જો માત્ર પૈસા અને અન્નથીજ જીવતાં હોય તો તેઓ કેવળ

પશુનીજ સ્થિતિમાં હોય. વળી મનુષ્યમાં વિકાસ પામ-વાની જે અમર્યાદ શકિત છે તેના વિકાસ માટે સ્થૂળ ખોરાક કરતાં માનસિક ખોરાકનીજ તેને બહુ વધારે જરૂર છે. આ પ્રમાણે તેમની સમજણ, ભાવના, શોધ અને સાધન ઉચ્ચ કોટીના અને વધારે થતાં ચાલવાથી તેમનાં અંતઃકરણ વિશુદ્ધ થઇ સર્વના કર્તાહર્તા, નિયંતા અને અધિષ્ઠાતા પરમાત્મદેવમાં તલ્લીન–તન્મય–અભિન્ન બની રહ્યાં હતાં. આથી તેમણે વિકાસ પામતા છોડમાં, હાલતી વનસ્પતિમાં, સુંદર પાકમાં અને માનવચારિત્ર્ય-માં પરમાત્મદર્શન કર્યું; તથા પ્રત્યેક નક્ષત્રમાં, પ્રત્યેક પુષ્પમાં, પ્રત્યેક ઝાકળબિંદુમાં, પ્રત્યેક પ્રાણીના હૃદયમાં અને સર્વત્ર તેનુંજ પ્રતિબિંબ જોયું. તેઓ માનતા હતા કે, માનવ પ્રકૃતિ અને સમગ્ર સૃષ્ટિ મનુષ્યના મહાન શિક્ષણરૂપ છે. જો તેનો યોગ્ય સદુપયોગ કરવામાં આવે તો તેઓ એની અસભ્ય રીતભાતને સભ્ય બનાવે; એના ખોળ જીવનને સુંદર બનાવે; સુંદર જીવનને પવિત્ર બનાવે અને પવિત્ર જીવનને પ્રભુમય બનાવે એમાં જરા-ય શક નથી.

( "ભાગ્યના સ્રષ્ટાઓ"માંનો થોડો સારાંશ )

---

# નાનાં ઘરોમાં મોટાં હૃદય કેવાં હોય છે!

એક ફ્રેંચ છોકરાએ સાંભળ્યું કે, મેડમ મેલિબ્રાન આજ રાત્રે સંગીત રજૂ કરશે. તેના મનમાં થયું કે, હું પણ તે સાંભળું તો કેવું સારું! પણ ઘરમાં ખાવાને ટુકડો નહોતો; કશું ખાધેલું નહિ અને માતા માંદી હતી. આ ગરીબ માતાને એકાદ નારંગી આપી શકું તો તેને કેવું સુખ થાય! એવા વિચારથી તેણે એક નાની પેટીમાંથી ડાઘાવાળો એક કાગળનો કકડો લીધો અને ઊંઘતી માતા તરફ નજર નાખીને ચાલી નીકળ્યો.

*　　　*　　　*

મેલિબ્રાને નોકરને પૂછ્યું કે, "એ વળી કોણ રાહ જુએ છે? મને હવે લોકોને મળવાનો કંટાળો આવે છે." નોકરે કહ્યું કે, "મળવા આવનાર પીળાં જુલફાંવાળો એક નાનો છોકરો છે. તે કહે છે કે, તેને મળવાથી તમારે દિલગીર થવું પડશે નહિ અને વધારે રોકાવું પડશે નહિ." તે મહાન ગાનારી મેડમે સ્મિત કરીને કહ્યું કે, "વારુ, ત્યારે આવવા દે. છોકરાંને હું ના કહી શકું નહિ."

પછી પિયરે મેડમ પાસે જઈને કહ્યું કે, "મારી માતા બહુ બિમાર છે; ઘરમાં ખોરાક નથી અને દવા ખરીદવાની શક્તિ નથી; તેથી મને વિચાર આવ્યો કે, તમે મારું રચેલું એક સંગીત જલસામાં ગાઓ તો

કોઇ તે ખરીદી લે અને મારી માતાને ખોરાક અને ઔષધ મળી શકે." મેલિબ્રાને તે રાગ મનમાં ગાઇ જોયો અને છોકરા સામે ઊંડી નજર નાખી પૂછ્યું કે, "તેંજ આ સંગીત રચ્યું છે ? મારા જલસામાં તું આવીશ ?" "હા, આવું તો ખરો, પણ માંદી માને મૂકીને ક્યાંથી અવાય ?" "તો તારી માની સંભાળ માટે આજ હું કોઇને મોકલીશ. લે આ એક ક્રાઉન, એમાંથી ખોરાક અને દવા લાવજે. જલસાની આ ટિકિટ લે. એ દેખાડવાથી મારી નજીક તને જગ્યા મળશે."

નારંગી વગેરે માતાને લાવી આપીને પછી રાત્રે પિયર જલસામાં ગયો. બેન્ડે દુઃખદર્શક એક નાનો રાગ ઉપાડ્યો અને મેડમ મેલિબ્રાને પોતાની મીઠી અને હૃદયદ્રાવક જબાન છોડી દીધી ! પિયરને ઘણો હર્ષ થયો; પણ વિશાળ શ્રોતામંડળમાં ઘણાની તેજસ્વી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં ! બીજે દિવસે તે ગરીબ ઘરનાં બારણાં ઊઘડ્યાં અને મેડમ મેલિબ્રાને પિયરનાં પીળાં જુલફાં ઉપર હાથ રાખી તેની માતાને કહ્યું કે, "સન્નારિ ! તમારા આ બાળકે સારા પૈસા પેદા કર્યા છે. લંડનના એક સારામાં સારા પ્રકાશકે એના નાના સંગીત માટે ૩૦૦ પાઉંડ આપવાની માગણી કરી છે અને વેચાણમાંથી અમુક રકમ મેળવ્યા પછી પિયર તેના નફાનો ભાગીદાર થશે. ઇશ્વરનો આભાર

માનો કે તેણે તમારા બાળકને આવી ઉત્તમ બક્ષિસ આપી છે." આ સાંભળી તે છોકરો ઘૂંટણિયે પડ્યો અને જે માયાળુ હૃદયે ગરીબ માટે આટલી લાગણી બતાવી તેના ઉપર અનુગ્રહ કરવાની ઇશ્વરને પ્રાર્થના કરી. પછી થોડાં વર્ષ બાદ મેલિબ્રાન મરણ પામી ત્યારે રાતદિવસ તેની સેવામાં રહીને છેલ્લી ક્ષણ સુધી તેને આનંદ આપનાર તે આ સંગીત રચનારો અને પૈસા-દાર થયેલો પિયરજ હતો.

---

એડિનબરોમાં એક દિવસ કકડતી ટાઢ પડી ત્યારે એક કંગાળ અને ચીંથરેહાલ છોકરાએ રસ્તામાં એક સદ્‌ગૃહસ્થને કહ્યું કે, "સાહેબ! દીવાસળી ખરીદશો ? ગૃહસ્થે કહ્યું કે, "મારે જરૂર નથી." નાના છોકરાએ કહ્યું કે, "કિંમત માત્ર પેની છે." ગૃહસ્થે કહ્યું: "પણ મારે ખપ નથી." પછી તે છોકરાએ કહ્યું કે, "તો એક પેનીની બે લો."

આ હકીકત લખતાં એ ગૃહસ્થ કહે છે કે, "તેને દૂર કરવા મેં એક પેટી ખરીદી; પણ છૂટી પેની નહિ નીકળવાથી મેં કહ્યું કે હું કાલે પેટી લઇશ."

તે છોકરો બોલ્યો કે, "અરે આજેજ લો. હું ઘણો ભૂખ્યો છું. લાવો પરચૂરણ લાવી આપું." પછી તે શિલિંગ લઇ વટાવવા દોડી ગયો; પણ રાહ જોવા છતાં જણાયો નહિ. તેના ચહેરા પર કાંઇક એવી છાપ હતી

કે જેથી તેના વિષે ખોટો વિચાર આવ્યો નહિ.

પછી સાંજે મોડા એક નોકરે આવી કહ્યું કે, "એક છોકરો મળવા ધારે છે." પછી તે છોકરાને જોતાંજ જણાયું કે શિલિંગ લેનારા છોકરાનો તે નાનો ભાઇ હતો. તે એનાથી પણ વધારે ચીંથરેહાલ, દૂબળો અને કંગાલ હતો. તે તેના ચીંથરામાંથી કાંઇક કાઢીને બોલ્યો કે, "સેન્ડી પાસેથી તમે દીવાસળી લીધી હતી? લો ત્યારે તમારા શિલિંગમાંના ચાર પેન્સ. સેન્ડીથી અવાય તેમ નથી. તેને અકસ્માત નડવાથી ટોપી, દીવાસળીની પેટીઓ અને તમારા ૧૧ પેન્સ ગુમાવ્યા છે; એના બંને પગ ભાગી ગયા છે, જરા પણ ઠીક નથી. દાકતર કહે છે કે તે નહિ બચે. મારાથી આટલુંજ અપાય તેમ છે." પછી તે છોકરો ડૂસકે ડૂસકે રડવા લાગ્યો. મેં તે છોકરાને ખાવાનું આપ્યું અને તેની સાથે સેન્ડીને જોવા ગયો. ત્યાં જણાયું કે આ બે નાના છોકરા એક કંગાળ અને નશો કરનારી ઓરમાન મા સાથે રહેતા હતા અને તેમનાં માતાપિતા મરણ પામ્યાં હતાં.

છોડિયાંના એક ઢગલા ઉપર બિચારા નાના સેન્ડીને મેં પડેલો જોયો. હું ગયો કે તરતજ તે મને ઓળખીને બોલ્યો કે, "સાહેબ! શિલિંગ વટાવીને આવતો હતો ત્યારે ઘોડાએ લાત મારી. મારા બન્ને પગ ભાગી ગયા. રૂબિ, ભાઈ રૂબિ! હવે હું બચીશ નહિ. હું જઇશ

એટલે તારી સંભાળ કોણ લેશે ? રૂબિ ! તું શું કરીશ ?"

મેં તે દુઃખી થતા બાળકનો હાથ લઇ કહ્યું કે, "હું રૂબીની હમેશાં સંભાળ લઇશ." તે મારી વાત સમજ્યો અને મારો આભાર માનતો જણાયો. પછી તેની ભૂરી આંખોમાંનું તેજ લુપ્ત થઇ ગયું. બસ એક પળમાં—માતાની છાતી પર સૂતેલા બાળકની પેઠે શાંતિથી પ્રભુના દરબારમાં દાખલ થયો કે જ્યાં દુષ્ટો તરફનાં કોઇ વિઘ્ન નથી અને જ્યાં નિરાધારોને આધાર તથા થાકેલાઓને વિશ્રાંતિ મળે છે.

જખમી થઇ મરણ પામતા આ દીવાસળી વેચનારા નાના છોકરામાં પરમેશ્વરે કેવી ઉત્તમ પ્રમાણિકતા મૂકી હતી ! તે કયાં જશે તેની તેને ખબર ન હતી; પણ ગરીબોનાં લોહી ચૂસનાર અને આફત વેળાએ ધૂતકારી કાઢનાર લક્ષાધિપતિ નરરાક્ષસો કરતાં—જે સદ્ગુણોનું સ્વર્ગ બનેલું છે તેવા સદ્ગુણનું—પ્રમાણિકતા, સત્ય અને દયા વિષેનું તેને બહુ વધારે જ્ઞાન હતું.

---

એક વાર જ્યારે પૂરથી ભરપૂર આડિજ નદીએ વેરોનાનો પૂલ તોડીને ફેંકી દીધો હતો અને માત્ર એકજ કમાન રહી હતી, તે વખતે એક ઉદાર ઉમરાવે કહ્યું હતું કે, "પેલાં કમનસીબ લોકોને બચાવવાની જે હિંમત ધરશે તેને હું સો સિક્કા આપીશ." પણ જીવના જોખમે જાય કોણ ? આ વિભાગમાં જે ઘર હતું તેના

પાયા હવે ડગમગી રહ્યા હતા અને બારીઓમાંથી તેમાં-નાં માણસો મદદ માગી રહ્યાં હતાં. આ આફત જોઇ નહિ શકવાથી એક યુવાન ગામડિયાએ એક હોડી રેલમાં ઝુકાવી. ઘરની કમાનને ટકાવી રાખનારા થાંભલા આગળ તે ગયો; પોતાની નાની હોડીમાં આખા કુટુંબ-ને લઇ લીધું અને જમીન ઉપર સહીસલામત ઉતાર્યું. આ જોઇ ઉમરાવે કહ્યું કે, "બહાદુર યુવાન ! લે, ઘણા આનંદ સાથે આ પૈસા આપું છું." યુવાને કહ્યું કે, "હું નહિ લઉં. હું જિંદગી વેચતો નથી. આ ગરીબ કુટુંબને પૈસાની જરૂર હશેજ, માટે તેમને આપો."

---

પીળા મહામારીના રોગ વખતે એક મોટી વખાર-માંનાં સઘળાં માણસો નાઠાં; પણ એક યુવાન કારકુને પોતાની જગા છોડી નહિ. તેના મિત્રોએ ઘણુંય કહ્યું પણ માન્યું નહિ અને માલિકે બારણાં બંધ કરવાનો હુકમ કર્યો ત્યાંસુધી તે રહ્યો. પછી તરતજ તે બીજી વખારમાં ગયો અને ત્યાં રાતદહાડો કામ કરવા લાગ્યો. સૂવાને માટે તે કપડાં પણ ઉતારતો નહિ અને જમવામાં પણ ઘણો થોડો સમય લેતો. પછી આ દુકાનના માલિ-કને તાવ લાગુ પડતાં તેની મરતાં સુધી આ યુવકે ચાકરી કરી. પછી રસોઈ કરનારને તાવ આવ્યો તેને પણ ચાકરી કરી બચાવ્યો. પછી તેના એક અંતરના મિત્રને બિમારી થતાં કર્તવ્ય બજાવી તેને પણ સાજો કર્યો.

પછી તેને પોતાને એ દુષ્ટ પ્લેગ લાગુ પડ્યો. તેની ચાકરીથી જે યુવાન સાજો થયો હતો તેણે એ વખત આભારવૃત્તિ દર્શાવીને રાતદહાડો તેની ચાકરી કરી. તેની શક્તિના પ્રમાણમાં આ કામ મુશ્કેલ હતું. તેના જે મિત્રો રોગના ભયથી તેની નજીકમાં આવતા નહિ તેને મોકલેલા સંદેશામાંનો છેલ્લો એ હતો કે, "હું છેવટ સુધી તેની ચાકરી કરીશ અને રાત્રે પણ નહિ ઊંઘું." પછી તે રાત્રે તેને પણ પ્લેગ થયો અને બંને મિત્રો ત્યાંજ મરણ પામ્યા.

---

મેમ્ફિસની તેવીજ મહામારીમાં સંકટનિવારણ કમિટિના સભાસદોને ઘણી મહેનતે પણ માંદાની ચાકરી કરનાર માણસો મળતા નહિ. આવા વખતમાં એક ખડબચડા ચહેરાવાળા તથા ટૂંકા વાળ અને રગસિયા ચાલવાળા એક માણસે તબીબ પાસે જઇ કહ્યું કે, "હું નર્સ તરીકે કામ કરવા ખુશી છું."

ડોકટરે તેની સામે બારિકાઇથી જોયું. તે આ કામને લાયક નથી એમ ધારી તેણે ના પાડી; પણ તે અજાણ્યા માણસે આગ્રહ કર્યો કે, "એક અઠવાડિયું અજમાયશ લો. કામ ન ગમે તો રજા આપજો અને પસંદ પડે તો પગાર આપજો."

ડોકટરે કહ્યું કે, "ઠીક, કામ ઉપર ચઢાવીશ; પણ ખરૂં પૂછો તો મનમાં સંકોચ થાય છે." પછી તેણે

સ્વગત વિચાર કર્યો કે હું તેના ઉપર નજર રાખીશ.

પણ તે માણસને કોઇની નજરની જરૂર નહોતી, એ તેણે તરત સાબિત કરી આપ્યું. આ બહાદુર મંડળમાં સારામાં સારી ચાકરી કરનારો તેજ હતો, તે તેણે બતાવી આપ્યું. કામ કરતાં તે થાકતો નહિ. તેનામાં સ્વાર્થત્યાગનો મહાન સદ્‌ગુણ હતો. જ્યાં મરકીનું જોર સખ્તમાં સખ્ત હતું ત્યાં તે વધારેમાં વધારે સખ્ત કામ કરતો. રોગથી દુઃખી થતા અને મરણની અણી ઉપર આવેલા માણસો તેને દેવદૂત સમજતા. જેની કોઇ કાળજી કરતું નહિ, જેને સર્વ ભૂલી જતા, તેમને તેનો ખડબચડો ચહેરો દેવદૂત જેવો લાગતો.

("આગળ ધસો" માંનો થોડોક સારાંશ)

---

# नानी जेवी खामी अने खूबीनां मोटां परिणाम

---

નાની બાબતોજ સંપૂર્ણતા આણે છે કે જે નાની વસ્તુ નથી. પોતાના હાથ નીચેના અમલદારો જે વિગતોને જરા પણ લેખવતા નહિ તેવી નાની બાબત ઉપર પણ નેપોલિયન સંપૂર્ણ લક્ષ્ય આપ્યા વિના રહેતો નહિ.

વેલિંગ્ટન પણ નાની વિગતો પર સંપૂર્ણ ધ્યાન

આપવાથી મહાન થયો હતો. તે કોઈ વસ્તુને વિસાત વિનાની ગણતો નહિ. જ્યારે અન્ય સેનાધિપતિઓ પોતાના હાથ નીચેના માણસો પર આધાર રાખતા હતા, ત્યારે તે નાનામાં નાની બાબત પર પણ પંડે ધ્યાન આપતો. ઘણીખરી નિષ્ફળતાઓનો ઇતિહાસ "વિગત તપાસવાનો અભાવ" એ ત્રણ શબ્દોમાં રહેલો હોય છે.

ધર્મ માટે પ્રાણ આપનાર એક પાદરી દક્ષિણના દ્વીપોમાંથી એકજ કેળ લઇ ગયો; પણ એ એક કેળ વડે હાલ એ સર્વ દ્વીપો કેળોનાં વાવેતરોથી છવાઇ ગયા છે!

વેસ્ટ ઇન્ડીઝના ગુલામોને છૂટા કરવા પહેલાં સૈનિકોની એક પલટને એક ખેતર પાસે મુકામ કર્યો હતો. એ ખેતરમાં કામ કરનારા એક ગુલામને આ પલટમાંનો એક સૈનિક એવી શરતે વાંચતાં શીખવવા તૈયાર થયો કે "તારે બીજાને જરૂર શીખવવું, બીજાએ ત્રીજાને શીખવવું અને આ રીતે કેળવણીનો પ્રચાર કરવો." પેલા ગુલામે આ કાર્ય પ્રમાણિકપણે પાર પાડ્યું. પેલા ખેતરના માલિકે તેને પુષ્કળ માર માર્યો અને બીજા ખેતરમાં મોકલ્યો; પણ તેણે ત્યાં પણ તેજ કાર્ય કર્યું અને તેજ શરત કરી. પછી આખા દ્વીપમાં સ્વતંત્રતા જાહેર થતાં બાઇબલ સોસાયટીએ વાંચી શકે એવા પ્રત્યેક સીદીને એક એક પ્રત આપી ત્યારે જણાયું કે, પેલા ગુલામના પ્રતાપે તો છસો સીદીઓને શિક્ષણ મળ્યું હતું.

એક વાર એક ઝૂંપડામાં એક માણસ ફાનસ મૂકીને ચાલ્યો ગયો. પછી એક ગાયે તે ફાનસને લાત મારી. આ એક સાધારણ બનાવ હતો; પરંતુ તેણે આખા ચિકાગો નગરને બાળી ભસ્મ કર્યું અને એક લાખ માણસોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં!

( "ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી )

# अबजोना खर्चे चालतो ख्रिस्तीओनो प्रचार

ભારતવાસીઓને ખ્રિસ્તી બનાવવાનું પ્રચારકાર્ય કેટલું જોરશોરથી ચાલી રહ્યું છે, તેનો ખ્યાલ બહુ થોડા ભારતવાસીઓને હશે. બ્રિટન, અમેરિકા, જર્મની વગેરેનાં અનેક ખ્રિસ્તી મિશનોને એ કાર્ય માટે પોતપોતના દેશોમાંથી જે થોકબંધ પૈસા મળે છે, તે વગેરેનો થોડોક અહેવાલ હિંદુ સમાજની માહિતી માટે નીચે આપ્યો છે.

ભારતવર્ષમાં જે ૭૦૦ ખ્રિસ્તી સંસ્થાઓ મોટા પાયા ઉપર કામ કરી રહી છે, તેમાંની મુખ્ય આ પ્રમાણે છે:-બ્રિટિશ મિશન પોતાના દેશમાંથી ભારતમાં ખ્રિસ્તીધર્મના પ્રચાર માટે દર વર્ષે પોણા ત્રણ કરોડ પાઉંડથી કંઇક વધુ રકમ મેળવે છે. અમેરિકન મિશન

લગભગ ૫ કરોડ પાઉંડ મેળવે છે; સ્વીડન નોર્વે અને સ્વીટ્ઝર્લેન્ડનાં મિશનો ૮ લાખ પાઉંડ તથા જર્મનીનું મિશન ૭૦૦૦ પાઉંડ મેળવે છે. આવી મદદ તેમને દર વર્ષે મળ્યા કરે છે અને એ ધન વડે અનેક ઉપાયો દ્વારા ખ્રિસ્તી બનાવવાનું કામ ચાલ્યા કરે છે.

એ મિશનોમાં સાત હજારથી વધારે દેશી ખ્રિસ્તીઓ તથા અઢાર હજારથી વધારે વિદેશી પાદરીઓ કામ કરે છે. એ પાદરીઓમાં પુરુષો ઉપરાંત ૧૪૮૧ વિવાહિત સ્ત્રીઓ તથા ૨૪૦૮ કુમારિકાઓ છે. હિંદુસ્તાનમાં આ મિશનોના ઉપદેશકો તૈયાર કરનારાં ૬૧ વિદ્યાલયો, ૧૪૧ અનાથાલયો, ૧૭૦ શિલ્પવિદ્યાલયો, ૭૧૭ હાઇસ્કૂલો, ૧૫૦૦૦ થી વધારે રવિવારની નિશાળો, ૯૮ ખેતીની શાળાઓ, ૫૦ કોલેજો, ૯૪ ટ્રેનિંગ સ્કૂલો અને ૬૩ છાપખાનાંઓ ચાલે છે; અને દેવળોના અધિકારીઓ તરફથી ૬૫ સ્કૂલો, ૯૯ વર્તમાનપત્રો અને ૪૦૦ થી વધારે દવાખાનાં કાયમનાં ચાલે છે. આ મિશનો તરફથી ૫૦૦ ડોકટરો અને નર્સો જનસમાજની મફત સેવા કરે છે તથા ૫૦,૦૦૦ શિક્ષકો શિક્ષણ આપે છે. આ મિશનોની સ્કૂલો અને કોલેજોમાં પાંચ લાખથી વધારે વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવે છે. આ મિશનોની સભાઓમાં લગભગ ૮ લાખ સભાસદો છે અને તેમના તરફની આવક લગભગ ૧૯ લાખની થાય છે.

શું આપણા સમજુ હિંદુ શ્રીમાનોએ, ધર્મપ્રેમીઓએ, દેશાભિમાનીઓએ, અગ્રેસરોએ અને વિદ્વાનો વગેરેએ આ બાબત તરફ ધ્યાન નહિ આપવું જોઇએ કે આ બધાં ખ્રિસ્તી અનાથાલયો, સ્કૂલો, કોલેજો અને હોસ્પિતાલો વગેરે **ભારતવાસીઓને ફસાવવાની અને તેમના વિરોધીઓ વધારવાની** જાળો છે? હિંદુઓ આ જાળોમાંથી પોતાનાં ભાઇબહેનોને બચાવવા માટે શું કરી રહ્યા છે? શું તેમનામાં એટલી પણ અક્કલ નથી કે જ્યાંસુધી આપણે હિંદુઓ તરફથી સરળ સ્વભાવવાળી નિરાધાર અબળાઓ, અશક્તો, અનાથો, ગરીબ રોગીઓ અને અત્યંજો વગેરેની સેવા બજાવવા માટે એના જવાબમાં પૂરતાં અનાથાલયો, સ્કૂલો, કન્યાશાળાઓ તથા દવાખાનાં વગેરે ખોલવામાં નહિ આવે, ત્યાંસુધી ખાલી વાતોના તડાકાથી, ઠરાવો કરવાથી અથવા અનેક બાબતોના બડેખાં બની પોકળ કીર્તિ પાછળ શક્તિ વેડફી નાખીને, એકનિષ્ઠ થવાના ઉત્તમ ધોરણથી છેટા રહેવાથી આપણે ખ્રિસ્તીઓની સ્પર્ધા નહિજ કરી શકીએ! વળી આપણા ધનવાનો વગેરે પણ હજી શું યુરોપિયનોની વિલાસિતાનુંજ અનુકરણ કર્યાં કરશે? એમના ધર્મપ્રચારને માટે દર વરસે અબજો રૂપિયા ખર્ચવાના ઉત્સાહનું તેઓ દશમા ભાગે પણ અનુકરણ નહિજ કરે; પછી રશિયાના જેવું બોલ્શે-

વીઝમ જાગીને બધા ધનવાનોની સંપત્તિ લૂંટી લેવાય એમાં આશ્ચર્ય શું ?"

("શુભસંગ્રહ–ભાગ પાંચમા"ના કવરપેજ ઉપરથી)

# उत्तम ग्रंथोनां मूल्य अने उपकार

છાપખાનાંના પ્રતાપે સદ્ગ્રંથોના રૂપમાં હવે આપણે બહુ નજીવા ખર્ચે સમર્થ ઋષિમુનિઓ અને વિદ્વાનોનું એક આખું સૈન્ય આપણી સેવામાં હાજર કરી શકીએ છીએ ! ખર્ચેલા પૈસાનો આવો મહાન બદલો આપણ-ને બીજે ક્યાંય મળે ખરો કે જેનો ઉપયોગ આપણે જેટલા વિચાર ને લક્ષ્યપૂર્વક કરીએ તેટલો આપણને વધુ લાભ થાય ? ઉત્તમ પુસ્તકોમાં જ્ઞાનરૂપી જે બહુ ઉપકારક દ્રવ્ય ભરેલું છે તે જોતાં ગરીબ માણસ પણ કેટલા થોડા ખર્ચમાં એ પુસ્તકો લઈ શકે છે ! અને પોતાના જ્ઞાનમાં, ચારિત્ર્યમાં અને સામર્થ્યમાં કેટલો બધો વધારો કરી શકે છે ! વ્યાસ અને વાલ્મીકિ, જ્ઞાને-શ્વર અને તુકારામ. શ્રીકૃષ્ણ અને રામચંદ્ર, ગૌરાંગ અને કબીર, નાનક અને તુલસીદાસ, રામતીર્થ અને વિવેકાનંદ, હ૦ મહમ્મદ સલ૦ અને ગઝાલી, ખ્રિસ્ત અને પ્લેટો, દત્તાત્રય અને રંતિદેવ, ભગીરથ અને હનુ-માન, બલિ અને પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર અને શિબિ, ગાર્ગી અને સાવિત્રી, તથા રામદાસ અને સોક્રેટિસ જેવા

દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ તથા ચારિત્ર્યચંદ્રો-ચમાં હવે તે સહેલાઇથી આળોટી શકે છે; સઘળા યુગના મહાત્માઓ, મહાકવિઓ, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારીઓ, મહાવીરો અને ગ્રંથકારો સાથે તે વાતચીત કરી શકે છે; શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, અર્જુન, પ્રતાપ, શિવાજી, સીઝર, સિકંદર અને નેપોલિયન જેવા-ઓની પાછળ પાછળ તેમનાં યુદ્ધક્ષેત્રોમાં પણ જઇ શકે છે અને જ્ઞાનવિજ્ઞાનનાં ગૂઢ રહસ્યો પણ ઉકેલી શકે છે.

વ્યાસ, વાલ્મીકિ અને તુલસીદાસ ઇત્યાદિ પરમ સિદ્ધો તો પુસ્તકોરૂપે ગરીબની ઝૂંપડી સુધી જરાયે માનમોટપ વિના પહોંચી જઈ રામાયણ તથા મહા-ભારત ઇત્યાદિની અતિ ઉપકારક અને અસરકારક કથાઓ ચિંથરિયા માણસો પાસે પણ રજૂ કરે છે!

જો સઘળી વસ્તુઓ ખરીદવાની શક્તિ ન હોય તો તમે બીજી વસ્તુઓ પછી લેજો, પણ સારાં પુસ્તકો તો તરતજ ખરીદજો. જરૂર પડે તો થીંગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો, પણ પુસ્તકો માટે કંજૂ-સાઇ કરશો નહિ.

જે બાળકોના હાથમાં ઉત્તમ ગ્રંથો આવે છે તેઓ હાલની શાળાઓ કરતાં તો ઘણું ઉત્તમ અને વધારે શિક્ષણ મેળવી શકે છે.

("ભાગ્યના સ્રષ્ટાઓ"માંથી થોડો સારાંશ)

# विचारशक्तिना चमत्कार जरूर जाणो

પ્રેરેલા વિચારમાં કેવી અદ્ભુત શક્તિ રહેલી છે, તેનાં કેટલાંક દૃષ્ટાંતો ડૉ. ફ્રેડરિક વાન ઇડને આપ્યાં છે. તેઓ વૈદકના ગ્રેજ્યુએટ અને આંતરિક પ્રભાવથી વ્યાધિ મટાડવાના હિમાયતી છે. તેમને આ બાબતમાં પ્રમાણભૂત ગણાતા પેરિસવાળા અધ્યાપક ડેબોવે સેઇન્ટ એન્ડ્રાલની હૉસ્પિટલમાં નીચેના પ્રયોગ બતાવ્યા હતા.

તેમણે એક દર્દીને પાણીનો પ્યાલો આપીને કહ્યું કે, "આ દારૂનો પ્યાલો છે" આથી દર્દીએ તો તેને દારૂનો-જ પ્યાલો માની પીધો! તેમણે બીજા એક માણસને એક ઠંડો ચાંદીનો ચમચો આપીને કહ્યું કે, "લો આ ચમચો ગરમ છે." આથી જાણે દાઝતો હોય એમ તેણે એ નાખી દીધો! ત્રીજા એક માણસને તેમણે પુસ્તક આપીને કહ્યું કે, "જુઓ! આમાં બધાં પાનાં કોરાં છે" એટલે તેને કોરાંજ દેખાયાં. પછી કહ્યું કે, "હવે એ પર ફૂંક મારો અને ફરીથી જુઓ કે, એમાં બધે ચિત્રો અને છબીઓ છે." આથી એમાં તે માણસે આશ્ચર્યપૂર્વક તે વસ્તુઓ જોઈ અને ચિત્રોનું વર્ણન પણ કર્યું! પરંતુ એના સિવાય એમાં બીજા કોઈને ચિત્રો જણાયાં નહિ; જેથી તે બોલ્યો કે, "આવું જાદુ મેં કદી જોયું નથી!"

પછી મિ૦ ડેબોવ બોલ્યા કે, "હજી એથી પણ વધુ ચમત્કારિક જાદુ હું તમને બતાવીશ. તમારી આંખો બંધ કરો અને પછી ઉઘાડો એટલે તમને મારું મસ્તક જણાશે નહિ!" પછી તેણે આંખ બંધ કરી અને ઉઘાડી ત્યારે તે મિ૦ ડેબોવ તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો! મિ૦ ડેબોવ બોલ્યા કે, "મસ્તક વિના હું કેવો લાગું છું?" આથી તે ડેબોવ બિચારો જોરથી પોતાને માથે હાથ પછાડીને બોલ્યો કે, "ખરેખર, હું દીવાનો બની ગયો છું!"

ડૉ. ફ્રેડરિક વધુ લખે છે કે, "પોતે બિમાર છે એવી માન્યતા એક ઘોડામાં ઉપજાવવા માટે તેની ઉપરનો એક પ્રયોગ મેં જોયો છે. તેને ધાબળીઓ ઓઢાડવામાં આવી, દવાઓ ચોળવામાં આવી અને કરુણાજનક શબ્દોથી સંબોધી થાબડવામાં આવ્યો. આથી પછી તેની ભૂખ મરી ગઇ અને તે ખાઇ પી શક્યો નહિ! પછી બીજા એક સંપૂર્ણ સાજા ઘોડાનો પગ ઊંચો રાખીને, તેને પંપાળીને તથા તે પર પાટા બાંધીને અને દવા ચોળીને લંગડાપણા વિષે તેને પૂરી ખાતરી કરી આપવામાં આવી. આથી પછી તે લંગડો બની ગયો અને ચાલવાનો પ્રયત્ન કરતી વખતે લંગડાવા લાગ્યો!

("સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ" ના આધારે)

---

# સફળતા-નિષ્ફળતાની સમજણ

મનુષ્યે વ્યાવહારિક સફળતા મેળવવી એ એક વસ્તુ છે, પરંતુ પરમ લક્ષ્ય સાધી જીવન સફળ કરવું એ જુદીજ વસ્તુ છે. અનેક માણસો વ્યવહારમાં નિષ્ફળ જણાયા છતાં વસ્તુતઃ તેમણે પોતાનું જીવન સફળ કર્યું હોય છે, કેમકે તેઓ લૌકિક સુખો અને પદાર્થોનો ભોગ આપીને ઉચ્ચતમ આદર્શને વળગી રહ્યા હોય છે.

લૌકિક કીર્તિ, દ્રવ્ય, દરજ્જો, માનપાન, એ વસ્તુઓને ખરી સફળતા સાથે સબંધ નથી; કેમકે સૌથી વધારે સફળ થયેલા મહાપુરુષોને લોકોએ ધિક્કાર્યા છે કે જેઓ પોતાનું મસ્તક મૂકવા જેટલી પણ જગા આ સંસારમાં ધરાવતા ન હતા.

અહો! આ પ્રપંચી સંસારમાં સ્વાર્થી સ્ત્રી-પુરુષોની કહેવાતી સફળતા અને મહત્તા એ કેવી શોચનીય વસ્તુ છે!

તે સર્વજ્ઞ ન્યાયાધીશ કે જેની ઉપર અપીલજ ચાલતી નથી તે આ જગતમાંની ઘણાઓની નિષ્ફળતાને સફળ ઠરાવશે અને ઘણાઓની સફળતાને નિષ્ફળ ઠરાવશે.

લોકોમાં જે માણસો સફળ ગણાય છે, વર્તમાનપત્રોમાં જેમની પ્રશંસા થાય છે; સમાજ જેને શોધ્યા કરે છે અને શ્રીમંતો જેમને ઇચ્છે છે; એવા ઘણા માણસો મનમાં તો સારી રીતે જાણે છે કે તેઓ લોકો-

ને છેતરે છે. તેમનાં હૃદયો દર વખતે તેમની ઠગાઇ નાપસંદ કરે છે. તેમને તેમની આર્થિક સફળતા યાદ આવે છે ત્યારે ત્યારે તેમને તેમનાં અંતઃકરણો ડંખે છે. જ્યારે જ્યારે તેઓ પોતાની મિલો, જીનો, કારખાનાં કે ખાણોમાંથી પસાર થાય છે, ત્યારે ત્યારે તેમના નિસ્તેજ ચહેરાઓ, હાડપિંજર જેવાં શરીરો અને ભૂખે મરતા લોકો કે જેમનું રક્ત તેમને ઓછો બદલો આપીને મેળવેલા ધનના ઢગમાંના પ્રત્યેક રૂપિયામાં રહેલું હોય છે; તે લોકોની હાલતજ મૂંગે મોઢે એવાઓ ઉપર સખ્ત દોષારોપણ કરતાં ગર્જી ઉઠે છે કે, જગત ભલે તમને મહાન સફળતા મળેલી ધારે, પણ ખરૂં જોતાં તો તમને પ્રચંડ નિષ્ફળતાજ મળી છે; કેમકે તમે અનેક જીવનોનો ભોગ લઇને તમારો ધનનો ઢગ ભેગો કર્યો છે.

મનુષ્યે આટલું તો જરૂર શીખવું જોઇએ કે, જગતની પ્રશંસા કરતાં તો બહુજ મહાન અને લોકોની સંપત્તિ કરતાં તો બહુજ કિંમતી એવી કોઇક દિવ્ય વસ્તુ—આંતરિક અવાજરૂપે તેના પોતાના હૃદયમાં રહેલી છે; અને જો એ પોતાનો હાર્દિક અવાજજ અસંતોષ દર્શાવે તો પછી બીજાઓ ગમે તેટલું માન આપે તે તો કેવળ ઉપહાસજ છે.

જે માણસ એ પ્રમાણે બીજાના અજ્ઞાનનો લાભ લઈ તેને છેતરે છે તેના વિષે એટલુંજ કહી શકાય કે,

તેનું ચારિત્ર્ય ભ્રષ્ટ થયું છે.

પ્રત્યેક સાચા મનુષ્યની મહત્ત્વાકાંક્ષા વધારે ધન કે માન મેળવવાની નહિ પણ વિશેષ ઉન્નત થવાની–વિકાસ પામવાની હોવી જોઇએ.

દુર્ભાગ્યે અધિપતિઓ અને પ્રતિસ્પર્ધીઓ, જે માણસ ઉન્નત થવાનો પ્રયત્ન કરે છે તેની ઉપર નિંદા-રૂપી કાદવ નાખવાની અથવા તેને ઉતારી પાડવાની તક મેળવવાને હંમેશાં તલપી રહે છે.

જે માણસ વિઘ્નકારક પાષાણોને સીડીનાં પગથિયાં તરીકે વાપરી શકે છે, જે પરાજયથી ડરતો નથી; જે નિંદા કે ટીકાને લીધે કર્તવ્ય મૂકી દેતો નથી અને પોતાની આસપાસ ગમે તેટલાં તોફાન ચાલે તોપણ જે પોતાના હોકાયંત્રની સોયની અણી પોતાના ઉદ્દેશરૂપી અચળ ધ્રુવ તરફજ રાખે છે, તેનો વિરોધ કરવો નકામો છે.

જો તમે તમારા મનને એક વાર અસત્ય બોલવા દેશો તો બીજી વાર તેને કલ્પિત કારણથી પણ સત્ય છોડવાનું સહેલું લાગશે.

("સુખી જીવનનાં સાધન" ઉપરથી થોડો ભાવાર્થ)

---

# મહાત્મા થવાનો સાચો માર્ગ

તમારી શકિતઓ જાણવા માટે પ્રથમ તો પરમા-ત્માને જાણો.

જેનું મન પરમાત્મામાં રહે છે તેની સંભાળ પરમાત્મા રાખે છે.

જેવા મિત્રો તમે શોધશો તેવા મિત્રો તમને શોધશે.

જે કામ રામ, કૃષ્ણ, મહંમદ, ઇસુ કે જરથુસ્ત્ર કરી શકે તે કામ બીજો પણ કરી શકે.

કેમકે સર્વત્ર એકજ નિયમ વ્યાપી રહેલો છે.

કેમકે એવી એકેય ટેવ નથી કે જે જીતાય નહિ.

કેમકે તમારૂં જીવન કેમ દોરવવું અને ખીલવવું એ માત્ર તમે અને તમારા પ્રભુ વચ્ચેનો સવાલ છે; છતાં જો તમે સાધારણ લોકોથી દોરવાતા હો, તો જરૂર તમે ખોટે માર્ગે ચઢવાના ભયમાં છો.

કેમકે બહારનો વિવેક અને આડંબર નિર્બળ માણસોજ રાખે છે.

કેમકે જેમને આત્મશક્તિ સમજાઇ હોય, તેઓ તો લોકો જુએ-જાણે, વખાણે, એ પ્રકારનું કામ ઓછું અને નાછૂટકેજ કરે છે.

કેમકે તેઓ સમજી ચૂક્યા હોય છે કે, અંદર-બહાર બધે અનંત શક્તિજ બધું કરી રહી છે અને તેઓ તો તેનું હથિયારમાત્ર છે.

કેમકે સૃષ્ટિના એવા શ્રેષ્ઠ નિયમોમાં અને તેના નિયંતામાં જેને વિશ્વાસ આવે છે તેના ઉપર દીનહીનતાની સત્તા નહિ ચાલે.

ઇચ્છા અને લાયકાત વિના પ્રભુ સારી વસ્તુઓ નથી આપતો.

સોયના કાણામાં ઊંટ પેસવું જેટલું અશક્ય છે, તેટલુંજ ધનવાનને સ્વર્ગ પામવું અશક્ય છે.

આપણે બધા માત્ર અપાર સામર્થ્યરૂપ પરમાત્માને વહેવાની નીકો છીએ, એટલે જે કોઇ જેટલા પ્રમાણમાં એ દિવ્ય પ્રવાહને પોતા દ્વારા વહેવા દેશે, તેટલા પ્રમાણમાં તે મહાત્મા બને એ નિઃશંક છે.

ધર્મગ્રંથાદિથી ઈશ્વરી આજ્ઞા જાણે ને પાળે તેઓ-જ ધન્ય થાય છે.

---

# सुधारको, धनवानो अने धर्मगुरूओ

"જે ધર્મ કે ઈશ્વર વિધવાનાં આંસુ લૂછી ન શકે અથવા માબાપ વગરનાં નિરાધાર બાળકોનાં મુખમાં રોટીનો કટકો મૂકી શકે નહિ, તેવા ધર્મ કે ઈશ્વરમાં મને શ્રદ્ધા નથી."

"મરદ બનો. તમારી ઉન્નતિમાં—તમારા કલ્યાણ-માં આડે આવતાં આચાર્યોને, ભટ્ટાચાર સાધુઓને અને મહંતો વગેરેને ઊંચકીને ફેંકી દો; કારણકે તે લોકો કદી સુધરવાના નથી; તેમનાં હૃદય કદી વિશાળ થવાનાં નથી. તમારા વહેમ અને અજ્ઞાન ઉપર એ લોકો મોજ માણે છે; તેથીજ તમને લૂખું વેદાંત, વામમાર્ગ જેવી

ભક્તિ તથા ગુરુસેવા ઇત્યાદિનો ઉપદેશ કરે છે અને સાચી સાધના—ઉત્તમ ચારિત્ર્ય તથા એના પાયાભૂત એવું ખરૂં જ્ઞાન તમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી."

"જે પ્રજા આધ્યાત્મિક ભાવોમાં જેટલી આગળ વધે, તેટલેજ અંશે તે વાસ્તવમાં સુધરેલી લેખાય. જે પ્રજા અનેક જાતનાં કારખાનાં તથા યંત્રો નિપજાવવા સાથે, સાંસારિક સ્વચ્છંદતાઓ અને વિલાસ વધાર્યો જતી હોય, તેને હું સુધરેલી પ્રજા કહેતો નથી."

(વિવેકાનંદજીનાં થોડાં વચન સારાંશરૂપે)

# धर्मरूपी प्याला-कोण कोनो शत्रु छे?

આ પ્રતીત થતું હિંદુપણું, મુસલમાન અને ઇસાઇ-પણું, એ તો જુદા જુદા પ્યાલા જેવું છે કે, જે પ્યાલાઓ વડે પવિત્ર વિશ્વપ્રેમરૂપી દૂધ પિવરાવવાના યત્ન વખતોવખત થયા કરે છે. × × × એવા પ્યાલા તો આગલા વખતના પણ આપણી સામે અનેક પડ્યા છે. આપણે તો કોઇ રીતે દૂધજ પીવું જોઇએ. હૃદય-ની જ્વાલા જેથી શાંત થાય એવુ પીણુંજ અમને તો જલદી જલદી આપો.

અમારે તો અકબરદિલીની (હૃદયની વિશાળતાની)જ જરૂર છે. પછી તે ગમે તે પ્યાલામાં ભરીને પાઓ; ચાહે તો તે પ્યાલો નવો હોય કે જૂનો અને સોનાનો હોય

ક માટીનો !

પણ માત્ર એ ખાલી પ્યાલાનીજ ઉપાસના કરવા-થી તો વિરોધજ વધે છે. આ બધા પ્યાલાઓ (સંપ્ર-દાયો અને મતમતાંતરો) તો કેવળ મૂર્તિઓજ છે. જે સાચો સાધક એ બધી મૂર્તિઓમાંથી અમૂર્ત આત્મામાં પહોંચી ગયો હોય તેને ધન્ય છે ! મિથ્યા નામરૂપથી ઉપરામ થઇ સાચો પરમાત્મસાક્ષાત્કાર થતાંજ એ પ્યાલો એના હાથમાંથી છૂટી ગયો, ફૂટી ગયો, ભાગી પડ્યો !

અમે તો ધર્મગ્રંથમાંની અંદરનું (તત્ત્વ) લઇએ છીએ અને શબ્દરૂપી શુષ્ક હાડકાં તો કૂતરાં તરફ ફેંકી દઇએ છીએ.

કોઇ પણ ધર્મ કે સંપ્રદાયની સાથે તમને વિરોધ હોય તો, તેને કાપવાનું અર્થાત ખંડન કરવાનું કાર્ય ન કરો. સીધો માર્ગ એજ છે કે, તમે તેમના હૃદય કરતાં તમારા હૃદયને (અર્થાત્ ચરિત્રને) વધારે વિશાળ–મહાન બનાવો; તમારી પ્રેમભક્તિને એના પ્રેમ કરતાં વધારી દો; તમારી માનવપ્રીતિને એની પ્રીતિ કરતાં વધારે વિશાળ કરો; તમારા સાહસને ઉચ્ચતર બનાવો અને સત્યસ્વરૂપ (પરમેશ્વર) ઉપરના તમારા વિશ્વાસને વધારે મહાન (અકબર) બનાવો. સંસારનાં નામરૂપ, એનો બાહ્ય ચળકાટ, દશ્ય જગતની વિચિત્રતા, અસંખ્ય સ્વરૂપોની વિવિધતા, એ બધા રાગરંગ ભલે બીજાઓની

આંખોને આંજી નાખે; આ શિક્ષકો અને પ્રોફેસરો ભલે એ મૃગતૃષ્ણાની જાળમાં ફસાય; અધિકારી અને અમીર-વર્ગ ભલે એ કરોળિયાની જાળમાં જકડાઈ જાય; પંડિતો અને સાક્ષરો ભલે એ લહરીઓમાં જઇ પડે; યુવક અને વૃદ્ધ ભલે એ સ્વપ્નમાં મોહિત થઈ જાય; પરંતુ તમારે તો એ સત્યસ્વરૂપ પરમાત્માને કદી પણ ન ભૂલવો જોઇએ. તમારે તો તમારાં નેત્ર એ સત્યાત્મા તરફથી નજ ખસેડવાં જોઇએ અને પછી ઓ શ્રદ્ધાવાન પુરુષો ! ઓ સમ્યગ્દર્શીઓ ! જોઇ લો કે, એ આનંદ કેમ નથી પ્રાપ્ત થઈ શકતો ! અને કોણ કોનો શત્રુ છે ! ("સ્વામી રામતીર્થ–ભા. ૧૨, ૧૩" પરથી થોડો ભાવાર્થ)

# स्वामी राम शुं कहे छे?

આ બાળવિધવાની સુંદર આંખોમાં આંસુ જોઇને આપણું કાળજું ફાટી નથી જતું, તો પછી આપણે ઋષિઓની સંતતિ કેમજ કહેવાઇ શકીએ ? આ વિધવાઓની હાય જો આપણને કાળી ભવાનીની પેઠે ભક્ષી નહિ જાય, તો બીજું શું થવાનું છે ?

હે માનવીઓ ! આ ખુશખબર સાંભળો ! હે લક્ષ્મીની લાલચમાં ડૂબી રહેનારાઓ ! હે હાવભાવ ઉપર મરી ફીટનારા અને નયનકટાક્ષ ઉપર ઓવરાઇ જનારાઓ ! જેના એકાદ માત્ર છૂટાછવાયા કિરણ વડે સૂર્ય અને

ચંદ્ર પ્રકાશમાન થાય છે, આ તમામ પુષ્પોના રંગ અને સુવાસ જેના એકાદ પ્રશ્વાસને લીધે ઊપજે છે અને મગરૂર રમણીઓનાં સ્મિત જેના માત્ર એકાદ કૃપાકટાક્ષને આભારી હોય છે, તે પ્રકાશોનો પ્રકાશ, તે આનંદોનો આનંદ અને તે સુંદરતાઓનો આત્મા તો ખુદ તમારો પરમાત્મદેવ છે.

કોમળ હૃદયવાળો મનુષ્ય તો બીજાના દુઃખને ચેપી રોગની પેઠે તરત ગ્રહણ કરી લે છે અને પછી પોતે વહોરી લીધેલા એ દુઃખ અને શોકને ટાળવા સારૂજ તે બીજાઓની સેવા–સહાયતા કરે છે.

ઓ ભારતવાસીઓ ! અંધારકોટડીઓમાં પેસીને કાળી રાત્રિને દારૂખાનાં અને કૃત્રિમ ઝાડો વડે શણગારવાનું તો તમે વિદેશીઓ પાસેથી શીખો છોજ; પરંતુ હાય ! પોતાના દેશના સૂર્યને (બ્રહ્મવિદ્યાને) તો તમે મોં બતાવવાથી પણ દૂર રહો છો !

તમે જેમ સંસારના ક્ષણભંગૂર બખેડાઓમાંથી પાછા નથી પડતા; તેમ જો તમે આ આર્યોના જ્ઞાન–ચારિત્રમાં પણ કમર કસીને વળી જશો તો, જરૂર અક્ષય જીવન મેળવી નિત્યાનંદ અનુભવશો.

જે વ્યક્તિ કે, જાતિ આગળ વધવાની ના પાડે છે તેને દૈવ યા પ્રકૃતિનો નિયમ ફટકા મારીને ધકેલે છે.
("સ્વામી રામતીર્થ–ભાગ ૧૦, ૧૧ "ના કવરને આધારે )

# स्वामी विवेकानंदजीनां थोडांक वचनामृतो

પરમાત્મદર્શન પાછળ ગાંડા થવું, એજ ખરી ધાર્મિકતા છે.

એ પ્રભુનો સાક્ષાત્કાર સાધે, તેજ ખરો વીર છે.

એ પરમાત્માનો સાક્ષાત્કાર થતાંજ શાસ્ત્રના અર્થો હાથમાંના આમળાની પેઠે સ્પષ્ટ થઇ રહે છે.

મનુષ્ય જેટલે દરજ્જે ખરો ત્યાગ કરી શકે, તેટલે અંશે તેના આત્માનુભવનાં દ્વાર ખૂલી જાય છે.

જેમ જેમ એ આત્માનુભૂતિ વધતી જાય છે, તેમ તેમ બહારના વિધિનિષેધ શિથિલ થતા જાય છે.

તમારી 'તીવ્ર ઇચ્છા' એજ તમારામાંની એ આત્મશક્તિના અનંત ભંડારને ખોલવાની—અનુભવવાની ચાવી છે.

જેવી ઇચ્છા કરશો અને જેવા વિચાર સેવશો તેવા-જ તમે થશો; માટે અધ્યાત્મવિદ્યારૂપી અરીસામાં જોઇ તમારૂં ખરૂં સ્વરૂપ સમજી લો, તમારી અગાધ શક્તિ-નો વિચાર કરો અને આ લોક તથા પરલોકના બધા ભયને સમુદ્રમાં ફેંકી દો.

વૃંદાવનના બંસીધર કૃષ્ણ તરફ જોઈ રહેવાથી હવે નહિ ચાલે; હવે તો ગીતારૂપી સિંહગર્જના કરનાર શ્રીકૃષ્ણને પૂજવા જોઇશે.

તમારી વાણીથી નહિ પણ તમારાં આચરણ વડે બીજાઓમાં ઉચ્ચ ભાવનાઓ અને આચારો ફેલાવો, ત્યારેજ કાંઇક કામ કર્યું ગણાય.

જાતે ન આચરતાં ઉપદેશ કરે તેઓએજ દેશનું સર્વનાશ કર્યું છે.

તમો ભારતવાસીઓની પાસે હવે શું રહ્યું છે? તે કહો. ભાગી તૂટી ઝૂંપડીમાં ફાટયાંતૂટયાં વસ્ત્રે પડી રહેવું અને ભૂંડની પેઠે છોકરાં પેદા કરી ભૂખ્યા ભિખારીઓ અને ગુલામો વધારવા!

પદવી મેળવી કે ભાષણ કર્યાં એટલે શું સુશિક્ષિત બની ગયા? જે વિદ્યા વડે મનુષ્યો સિંહ સમાન બળપરાક્રમવાળા તથા પરોપકારી બને નહિ, તેને વિદ્યા કે જ્ઞાન કહેવું વાજબી નથી.

સુવર્ણમયી ભારતભૂમિમાં આજે અન્નને માટે કેટલો હાહાકાર થાય છે, તે જરા આંખો ઉઘાડીને જુઓ. તમારા હાલના ભણતરથી શું એ હાહાકાર દૂર થઈ શકે તેમ છે?

તમો ભણેલાઓ કરતાં તો તમારા દેશના ખેડૂતો, મજૂરો તથા ફેરિયાઓમાં પણ વધારે ઉદ્યમ અને આત્મનિષ્ઠ જણાય છે. તમારી પેઠે તેમણે બોજારૂપ પુસ્તક ન વાંચ્યાં હોય અથવા ખમીસ કોટ ન પહેર્યાં હોય, તેથી શું તેઓ તમારાથી હલકા બની ગયા?

દેશના આધારરૂપ કોઇ પણ હોય, તો તે નીચલો વર્ગજ છે; છતાં જેમના પ્રતાપે તમે મોજ કરો છો, તેમનેજ તમે હલકા ગણી કાઢી પોતાને મોટા બુદ્ધિવાન માનવારૂપ અભિમાન કરો છો !

યાદ રાખજો કે, એક વખત તેઓજ તમારા કરતાં આગળ વધી જશે અને તમે આંખો ચોળતા રહેશો; માટે જે કોમોને અત્યાર સુધી નીચ ગણી છે; તેમના હક્ક પાછા અપાવવાનો યત્ન કરવો, એમાંજ હવે ઉચ્ચ કોમોનું હિત રહેલું છે. જો એમ નહિ થાય, તો એ નીચ લેખાતો જનસમાજ જાગૃત થઈ તમારો જુલમ સમજવા લાગશે, ત્યારે તેમની એક ફૂંકમાત્રથી તમે ઊડી જવાના છો ! × × ×

**ઓ હિંદુ સંતાન !** સીતા, સાવિત્રી અને દમયંતી એ તારી સ્ત્રીજાતિનો આદર્શ છે, એ તું ભૂલતો નહિ; તારો ઇષ્ટદેવ યોગીઓનો યોગી અને ત્યાગીઓનો ત્યાગી ઉમાપતિ શંકર છે, તે તું ભૂલતો નહિ; તારૂં લગ્ન, તારી દોલત અને તારી જિંદગી ઇંદ્રિયવિલાસ માટે નથી, એ તું ભૂલતો નહિ; જગદંબાની વેદીમાં હોમાવા માટે તું જન્મ્યો છે, એ તું ભૂલતો નહિ; તારા દેશનું સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપી માતૃત્વ-નોજ પડઘો છે, એ તું ભૂલતો નહિ; અંત્યજો, અજ્ઞા-નીઓ, ગરીબ લોકો અને ભંગી લોકો પણ તારા

ઓ છે, એ તું ભૂલતો નહિ.

**ઓ હિંદના વીર પુત્ર!** તું બહાદુર થા, હિંમત- થા, હિંદવાસી હોવા માટે મગરૂર થા અને જગ- કહે કે, "હું હિંદી છું, હું હિંદમાં જન્મ્યો છું અને હિંદવાસી—હિંદનો ભંગી પણ—મારો ભાઇ છે."

**ઓ હિંદવાસિ!** તારી પાસે માત્ર લંગોટી હોય, ણ તું ગર્વથી મોટે સાદે કહેજે કે, "હિંદનું જીવન મારૂં જીવન છે; હિંદનાજ દેવો મારા ઉપાસ્ય છે; નોજ જનસમાજ મારૂં બચપણનું પારણું, જુવાની- વિલાસક્ષેત્ર અને ઘડપણનું સ્વર્ગ સમું કાશી છે."

**ઓ મારા ભાઇ!** તું જગતને કહેજે કે, "હિંદ- પવિત્ર ભૂમિજ મારૂં સ્વર્ગ છે અને હિંદનું કલ્યાણ મારૂં કલ્યાણ છે."

**હે ભારતીય!** આ મહામંત્રનો તું રાતદિવસ કરજે કે, "હે લક્ષ્મીપતિ! હે ગૌરીપતિ! હે જગ- ! મને ખરૂં પુરુષત્વ આપજો. હે સર્વ બળ—ઐશ્વ- ભંડાર! મારી નિર્બળતાનો, મારી ભીરુતાનો નાશ ને અને મને ખરો મર્દ બનાવજો."

અત્યંત સૂક્ષ્મ અને નિરપેક્ષ બુદ્ધિની પ્રેરણા સિવાય પણ મહાન કાર્ય સારી રીતે થઇ શકતું નથી.

કાર્ય જેમ વિશેષ મહત્ત્વનું હોય છે, તેમ તે કાર્ય- પ્રેરક આત્મા પણ વિશેષ બળવાન હોય છે.

કાર્ય કેવું પણ હોય, પરંતુ તે કેવી નીતિથી અને કેટલા ઉત્સાહ તથા કાળજીથી કરવામાં આવે છે, તે ઉપરથીજ કર્તાની યોગ્યતા નક્કી કરવી જોઇએ.

અમુક સંયોગોને લીધે, સામાન્ય મનુષ્ય પણ મહાન કાર્યો કરી શકે પણ ખરો. મહાત્મા તો તેજ છે કે, જેનાં ખૂણે બેસીને કરવાનાં કાર્યો તો ઉલટાં વિશેષ કાળજી અને રહસ્યવાળાં હોય છે.

જે પરમ જ્ઞાન આપણને એક એવું પરમતત્ત્વ પ્રાપ્ત કરાવે છે, કે જેને જાણવાથી બાકીનું બધુંજ જાણી શકાય છે; જે જ્ઞાનનું પણ જ્ઞાન છે અને જેના પ્રભાવથી ભૌતિક વિજ્ઞાનમાં ચેતના આવે છે; તે "પરાવિદ્યાજ" ઉંચામાં ઉંચા પ્રકારનું જ્ઞાન છે.

જેનામાં સત્ય છે, પવિત્રતા છે અને નિઃસ્વાર્થતા છે; તેને કચરી નાખવાને સમર્થ હોય, એવું એક પણ બળ આ લોકમાં કે પરલોકમાં નથી. ત્રણે ગુણો વડે બળવાન થયેલો એકજ આત્મા તેની સામે આખું જગત હોય; તોપણ તેની સાથે ટક્કર લઇ શકે છે.

આપણી સોમાંથી નવાણું નિષ્ફળતાઓનું એજ કારણ જણાશે કે, આપણે તેનાં સાધન અને સાધના તરફ પૂરતું લક્ષ આપેલું ન હતું.

કિંચિત્ પણ ધર્મઘેલાપણું આપણામાં હશે, ત્યાંસુધી ખરા શુભ કાર્ય આપણા હાથે થઈ શકનાર નથી.

તમે ખ્રિસ્તી હો, બુદ્ધિસ્ટ હો, જરથોસ્તી હો, જ્યૂ હો વા ગમે તે પંથના હો, પણ તમે દેહાધ્યાસ અને લૌકિક સ્વાર્થ છોડયો છે કે નહિ, એજ પ્રશ્ન છે.

કર્મો વડે આપણી શક્તિ કેમ ખીલવવી અને તે શકિતનો ઉપયોગ મુકિત તરફ કેવી રીતે કરવો, એ જ્ઞાન કર્મયોગથીજ મળે છે.

કર્મ કર્યાં કરો, પણ તે અનાસકતપણે–નિઃસ્વાર્થ-પણે કરો.

("વિવેકાનંદ" ભાગ ૧–૨–૩–૪–૫ નો થોડો ભાવાર્થ)

## गीताजी विषे मनहर छंद

(વિદ્યાભાસ્કર શુકલના હિંદી ઉપરથી)

મોહને મટાડે પ્રગટાવે આત્મબોધ શુદ્ધ;
ભીરુતા ભગાડે યુદ્ધવીરતા જગાવે છે,
ક્ષણમાં મુકાવે અકર્મણ્યતાથી અકર્માને;
કોણ તું, વિશ્વ શું, કર્તા કોણ તે બતાવે છે,
વ્હાલી બહુ જોગીઓ વિજોગીઓને ભોગીઓને
જીવતાં ને મૂવા પછી મોક્ષ દરશાવે છે.
જીવનમાં જગ જીતવાનો એ પઢાવે પાઠ;
સુખશાન્તિદાતા ગીતા માતાજ કહાવે છે.

અગ્નિને તણખે બળે, મોટાં જંગલ જેમ;
ગીતા–જ્ઞાન પાળ્યે ટળે, પાપ તાપ સૌ તેમ.

# साचा श्रीमान केवा होय ?

मि. क्रिन्टन्डन दरिद्रता अने दुराचारना स्थानमां जतो अने अवनत थयेलां लोकोने सूचना तथा मदद आपतो. एक रात्रिए एक गरीब फसायली छोकरी साथे तेनी शरमभरेली जिंदगी छोडाववा संबंधी ते वात करतो हतो, त्यारे क्राइस्टना शब्दोमां तेणे कह्युं हतुं के, "हुं तने वखोडी काढतो नथी; हलकी गणतो नथी; माटे जा, हवे पाप करीश नहि." त्यारे ते छोडीए आंसु साथे कह्युं के, "पण क्यां जाउं ?"

वीजळीना चमकारानी पेठे तरतज तेने विचार आव्यो के, ते क्यां जाय ? पाप सिवाय कोई पण मार्ग तेने माटे खुल्लो नथी. आथी पछी तेणे त्यां ने त्यांज पोतानी नानी फ्लोरेन्सना स्मारक तरीके, शरमना वमळमां डूबती बीजी नानी छोकरीओ बचे अने सदाचारी जीवन गाळे, एटला माटे एक आश्रम स्थापवानो निश्चय कर्यो. आ रीते न्युयोर्कना ब्लीकर स्ट्रीटना रस्ता उपर थोडां वर्ष उपर ओवडा चार माळना एक मकानमां फ्लोरेन्स क्रिन्टन्डन मिशननी पहेलवहेली स्थापना तेणे करी. आ आश्रममां खोराक, आश्रय अने वस्त्र मफत आपवामां आवे छे अने व्यवस्थापक

સ્ત્રીઓની અસરથી સેંકડો સ્ત્રીઓ પવિત્ર બને છે.

મિ. ક્રિન્ટન્ડને એ ઉપરાંત ન્યુ બ્રુન્સ્વીક, સાનજોસે, સેક્રામેન્ટો, લોસ એન્જીલિસ અને કેલિફોર્નિયાના સાન્ફ્રાન્સિસ્કોમાં પણ આવીજ સંસ્થાઓ ઉઘાડી છે.

યુરોપ અને અમેરિકાના દરેક મોટા શહેરમાં આવી ફ્લોરેન્સ ક્રિન્ટન્ડન સંસ્થા સ્થાપવી, એ તેના જીવનની મહેચ્છા છે અને મિસ ફ્રાન્સિસ ઇ. વિલાર્ડ અને લોર્ડ હેન્રી સોમરસેટની આગેવાની નીચેના "વુમન્સ ક્રિશ્ચિયન ટેમ્પરન્સ એસોસિયેશન" સાથે તે મતલબની યોજનાઓ ઘડવામાં આવે છે.

સોના ઉપર કે બીજી ધાતુ ઉપર આપણે નકશીકામ કરીશું, તે સમય જતાં ઘસાઇ જશે અને આપણે દેવળો ઊભાં કરીશું તે પણ કોઇ કાળે તૂટી પડશે; પણ આપણે આ અમર જીવાત્માઓ ઉપર જે કાંઈ કામ કરીશું, તેથી તો આપણે તેમને ઉચ્ચ સિદ્ધાંતોથી, અનીતિના ડરથી અને મર્દાનગી પ્રત્યેના પ્રેમથી વિભૂષિત કરી શકીશું. ખરેખર! આ પ્રકારે આપણે એવું અટલ કોતરકામ કરેલું જાણવું, કે જે અનંતકાળ સુધી વધુ ને વધુ, બળ, પ્રકાશ અને પરમ તેજ પામતું ચાલશે.

એમર્સને બરાબર કહ્યું છે કે, "પૈસાનો ખરો લાભ તો જેણે તે પૈસા મેળવ્યો છે તેનેજ રહે છે, તેના વારસને રહેતો નથી. જ્યારે હું મારી વાડીમાં કોદાળી લઇ-

ને જાઉં છું અને એક ક્યારી ખોદું છું, ત્યારે મને જેવો આનંદ, જેવો ઉલ્લાસ અને તંદુરસ્તીની જેવી લાગણી થાય છે; તેનો વિચાર કરતાં તો જે કામ મારાજ હાથે કરવું જોઇએ, તે બીજાઓને કરવા દઉં ત્યારે હું જરૂર ઠગાઉં છું."

# रूडा राजवी केवा होय?

હિંદમાં અને બીજા દેશોમાં પ્રજાના પિતા જેવા અનેક રાજા થઈ ગયા. તેમાંના એક રાજ્યકર્તાએ મૃત્યુલેખમાં જણાવ્યું હતું કે, "કોઇ બાળકને મેં ઇજા ભોગવવા દીધી નથી, કોઈ વિધવાને મેં દુઃખ પડવા દીધું નથી; કોઈ ગોવાળને મેં પીડા કરી નથી; મારા વખતમાં કોઇ ભિખારી નહોતા અને દુષ્કાળ આવ્યો, ત્યારે ઉત્તરથી દક્ષિણ સુધીની સઘળી જમીન હું ખેડાવતો, પ્રજાને ખવડાવતો, ભવિષ્યને માટે અનાજનાં સાધન કરી આપતો અને પ્રાંતમાં કોઈ પણ ભૂખે મરતું નહિ." હાલના સુધરેલા કહેવાતા સમયમાં કયો રાજ્યકર્તા આવી રીતે વર્તવાનું કહી શકે એમ છે?

("આગળ ધસો" માંથી થોડો સારાંશ)